# સદ્ગુરુ શ્રી ઈમામશાહ મહારાજ
## રચિત - પદશાસ્ત્રો
# (સદ્ગુરુ વાણી)




ॐ ॐ

શ્રી સતપંથ પ્રકાશન સમિતિ, પ્રેરણાપીઠ - પીરાણા

# સદ્દગુરુ શ્રી ઈમામશાહ મહારાજ
## રચિત - પદશાસ્ત્રો
# (સદ્દગુરુ વાણી)




You can resize and move this box in any PDF Application like Adobe Acrobat Reader.

No specific pages. See whole book.

શ્રી સતપંથ પ્રકાશન સમિતિ, પ્રેરણાપીઠ - પીરાણા

# સદ્‌ગુરુ શ્રી ઈમામશાહ મહારાજ રચિત - પદશાસ્ત્રો

## (સદ્‌ગુરુ વાણી)





-: પ્રકાશક :-

卐 શ્રી સતપંથ પ્રકાશન સમિતિ 卐

સતપંથ પ્રેરણાપીઠ, પીરાણા.

● **પ્રકાશક** : શ્રી સતપંથ પ્રકાશન સમિતિ
પ્રેરણાપીઠ, પીરાણા,
તા. દસક્રોઈ, જી. અમદાવાદ-૩૮૨ ૪૨૫.

● **પ્રથમ આવૃત્તિ** : સંવત ૨૦૬૫, આસો સુદ-૧૫
તા. ૦૪-૧૦-૨૦૦૯

● **મૂલ્ય** :



● **મુદ્રક** : સ્મૃતિ ઓફસેટ
જી/૧૨, ન્યુ માધુપુરા માર્કેટ,
પોલીસ કમિશ્નરની ઓફીસની બાજુમાં,
શાહીબાગ, અમદાવાદ-૩૮૦ ૦૦૪.
ફોન : (૦૭૯) ૨૫૬૨૪૩૯૦, ૩૨૯૫૫૪૨૩





# પ્રસ્તાવના

ઉત્તમ સાહિત્ય લાગણીઓને સુક્ષ્મ બનાવે છે, ધર્મબુધ્ધિને જાગૃત કરે છે. હૃદયની ભાવનાને તેજસ્વી કરે છે, સમભાવ કેળવે છે. બારણાની તિરાડમાંથી ફુલની સુગંધ જેમ સમગ્ર ઘરમાં પથરાઈ જાય છે, રોમાંચિત કરે છે તેમ ઉત્તમ સાહિત્ય ચિત્તમાં પ્રવેશી આનંદ લહેરીથી ભાવિક વાચકોને ડોલાવી દે છે.

અનુયાયીઓનું જીવન સંતોષમય, આશામય, સંસ્કારમય બને, તેમના જીવન પરની અજ્ઞાનતાની રાખ ખંખેરીને તેને પ્રદીપ્ત કરવાની પ્રેરણા મળે તેવું સાહિત્ય સુલભ બનાવવાના શુભ આશયથી સતપંથની અમુલ્ય વાણી એવા ગુરુ વંદના, આરતી, શાસ્ત્રો જે સતપંથના ગ્રંથોમાં સુષુપ્ત અવસ્થામાં પડી રહ્યાં હતાં, જેને સંકલિત કરી પુસ્તિકા રૂપે જન જન સુધી પહોંચાડવાનો નમ્ર પ્રયાસ કરવામાં આવ્યો છે. જે યુવા પેઢીને અવશ્ય પ્રેરણા પૂરી પાડનાર દીવાદાંડી બની રહેશે.

આજના સમયમાં જ્ઞાનનો વ્યાપ વધતાં સદ્‌ગુરુ રચિત શાસ્ત્રો ભૂલાતાં જાય છે. નવયુવાનોને શાસ્ત્ર એટલે શું એ જ ખબર નહીં હોય તેવા યુવાનોમાં આપણી સતપંથીની સંસ્કૃતિ જળવાઈ રહે તેવા શુભ આશયથી ભૂલાઈ-વિસરાઈ જતાં શાસ્ત્રોનું સંકલન કરી આ પુસ્તિકામાં સમાવેશ કરવામાં આવ્યો છે. જે અનુયાયીઓના જીવનમાં આત્મશુધ્ધિ તથા વ્યવહારશુધ્ધિ દ્વારા સદ્‌ગુરુ તથા પૂર્વજોનું સ્મરણ ચિરંજીવ રાખવાની સદાય પ્રેરણા આપતાં રહેશે. વધુમાં અનુયાયીઓના જીવનને તથા વિચારોને શુધ્ધ કરવાની ભાવનાઓને પવિત્ર રાખવાની, શુભવૃત્તિ જાગૃત કરવાની તથા સરસ્વતીના આ



પ્રસાદથી ધર્મતેજ પ્રજ્જવલીત કરવાની શક્તિ સંપન્ન થાઓ એજ શુભકામના.

ગમે તેટલી કાળજીથી કામ કરીએ તો પણ કયાંક, કશીક ક્ષતિ રહી જ જતી હોય છે. આપશ્રીને આ પુસ્તિકામાં કયાંય ક્ષતિ જણાય તો ક્ષમ્ય ગણશો અને રહી ગયેલી ક્ષતિ તથા આપની પાસે કોઈ એવા શાસ્ત્ર હોય જે આ પુસ્તિકામાં સામેલ ન હોય તે મોકલી આપશો તો તે આપની સાહિત્ય સેવા જ ગણાશે અને અમોને ગમશે અને બીજી આવૃત્તિમાં સમાવેશ કરવા પ્રયત્ન કરવામાં આવશે.

આ પુસ્તિકાના શાસ્ત્રોના સંકલનમાં, પ્રિન્ટીંગમાં, પ્રુફ જોવામાં કે અન્ય રીતે જેમણે પણ મદદ કરી છે તે સૌનો સતપંથ પ્રકાશન સમિતિ વતી ખૂબ ખૂબ આભાર.

**પ્રકાશક**
**શ્રી શામજીભાઈ કે. પટેલ**
સતપંથ પ્રકાશન સમિતિ



# અનુક્રમણિકા

## ૬. સતપંથી અનુયાયીઓ રચિત શાસ્ત્રો





# ગણેશ વંદના

## ૧. હાલો મારી સહીયરો

હાલો મારી સહીયરો રે ગણેશ વધાવવા જઈએ.
કુંભ ઘડુલો ભરી લાવે મારો સાયબો,
એવા શંકરજી જલડે નહાય રે...હાલો મારી.
હાથમાં કંકાવટીને ચોખલીયાની મુઠી,
એવા ચોખલીયે ચોક પુરાય રે... હાલો મારી.
તેલ સિંદુરની ઉતારૂં રે આરતી,
એવા મોતીડે પુરાયા ચોક રે.... હાલો મારી.
ખીર અને ખાંડનાં અમૃત ભોજન,
એવા ચુરમાના લાડુ ધરાય રે... હાલો મારી.
લવીંગ સોપારી મુખવાસ એલચી,
એવાં પાન બીડાં ધરાય રે... હાલો મારી.
કહેત કબીરા સુનો ભાઈ સાધુ,
એવા ભકત મંડળ ગુણ ગાય રે... હાલો.



## ૨. પ્રથમ પહેલા સમરીએ

પ્રથમ પહેલા સમરીએ સ્વામી તમને સુંઢાળા,
રિધ્ધિ સિધ્ધિના દાતાર દેવતા, મહેર કરોને મહારાજ રે.
માતા રે કહીએ પાર્વતીને, સ્વામી તમને સુંઢાળા,
પિતા છે શંકર દેવ દેવતા, મહેર કરોને મહારાજ રે.
ધુપ સિંદુરની સેવા ચડે રે, સ્વામી તમને સુંઢાળા,
ગળામાં ફુલડાંનો હાર દેવતા, મહેર કરો મહારાજ રે.
કાને તે કુંડળ જળહળે રે, સ્વામી તમને સુંઢાળા,
ગળામાં મોતીડાંનો હાર દેવતા, મહેર કરોને મહારાજ રે.
થાળ ભરીને લાડુ રે ધરીએ, સ્વામી તમને સુંઢાળા,
જમીને તૃપ્ત થાઓ દેવતા, મહેર કરોને મહારાજ રે.
રાવત રણશીની વિનંતી રે, સ્વામી તમને સુંઢાળા,
ભકતોને હોજો સાથ દેવતા, મહેર કરોને મહારાજ રે.



## ૨. ગુરુ વંદના

ગુરુ બ્રહ્મા ગુરુ વિષ્ણુ:, ગુરુદેવ મહેશ્વર:
ગુરુ સાક્ષાત્ પરબ્રહ્મ: તસ્મેય શ્રી ગુરુવે નમ:

ધ્યાન મૂલં ગુરુ મૂર્તિ:, પૂજા મૂલં ગુરુપદમ્,
મંત્ર મૂલં ગુરુ વાકયં, મોક્ષ મૂલં ગુરુ કૃપા.

પદ વંદન કરૂ ગુરુ દેવનું, સકળ ગુણ ચતુર સુજાણ;
પૂરણ બ્રહ્મ દ્રષ્ટે કરી, અચળ પુરૂષ પુરાણ.
પૂજન કરૂ ગુરુ પદનું, જેથી ચૌદે લોક પૂજાય;
શેષ બ્રહ્મા શકિત મળી, ગુણ ગુરુના ગાય.
કૃપા હોય જો ગુરુદેવની, તો ટળે ત્રિવિધિના તાપ;
જન્મ મરણની આપદા, છુટે આપો આપ.

## પ્રાર્થના-૧

ઓ ઈશ્વર ભજીએ તને, મોટું છે તુજ નામ.
ગુણ તારા નિત ગાઈએ, થાય અમારાં કામ.
હેત લાવી હસાવ તું, સદા રાખ દિલ સાફ.
ભુલ કદી કરીએ અમે, તો પ્રભુ કરજે માફ.

● ● ●

અસત્યો માંહેથી, પ્રભુ પરમ સત્યે તું લઈ જા,
ઉંડા અંધારેથી, પ્રભુ પરમ તેજે તું લઈ જા,
મહા મૃત્યુ માંહેથી, અમૃત સમીપે નાથ લઈ જા,
તું હીણો હું છું તો, પ્રભુ તુજ દર્શનનાં દાન દઈ જા.

● ● ●

# આરતીઓ

## ૧. શ્રી દશાવતાર - આરતી

જય સદ્‌ગુરુ દેવા, પ્રભુ જય સદ્‌ગુરુ દેવા.
આરતી કીજે નિષ્કલંક દેવની, અક્ષયપદ લેવા. જયદેવ (૨).
પ્રથમ મચ્છ અવતાર, માર્યો શંખાસુર પાપી..... પ્રભુ માર્યો.
ચાર વેદને લાવી, ગોર બ્રહ્માજીને આપી. જયદેવ (૨).
બીજે કૂર્મ અવતાર, પર્વત પીઠ ઉપર ધર્યો...... પ્રભુ પર્વત.
સાત સમુદ્ર મંથન કરીને, ચૌદ રતન કાઢયાં. જયદેવ (૨).
ત્રીજે વરાહ અવતાર, માર્યો મોરધ્વજ પાપી...... પ્રભુ માર્યો.
દાઢે ગ્રહી લઈ આવ્યા વરાહ, અવની ઉપર થાપી. જયદેવ (૨).
ચોથે નરસિંહ અવતાર, માર્યો હિરણ્યાકશ્યપ ભૂપ... પ્રભુ માર્યો.
નખ વધારી માર્યો પાપી, લઈ નરસિંહ રૂપ, જયદેવ (૨).
પાંચમે મહા બળી રાય, દેખી સૂરીનર કાંપ્યા.... પ્રભુ દેખી.
વામન રૂપ ધરીને, બળી પાતાળે ચાંપ્યો. જયદેવ (૨).
છઠે પરશુરામ અવતાર, ફરસી હાથમાં લીધી..... પ્રભુ ફરસી.
સહસ્ત્રા અર્જુન મારીને, પૃથ્વી નક્ષત્રી કીધી. જયદેવ (૨).
સાતમે રામ અવતાર, આનંદ કૌશલ્યા પામી.... પ્રભુ આનંદ.
દશ મુખ રાવણ માર્યો, સીતાના સ્વામી. જયદેવ (૨).
આઠમે કૃષ્ણ અવતાર, ગોકુળ ગૌ ચારી...... પ્રભુ ગોકુલ.
મામા કંસને મારી. ગોવર્ધન ધારી. જયદેવ (૨).
નવમે બુધ્ધ અવતાર, ભાર પૃથ્વી પર વાધ્યો..... પ્રભુ ભાર.
ધ્યાન ધરી ધરણીધર બેઠા, યોગ યુગાત સાધ્યો. જયદેવ (૨).
દશમે નિષ્કલંકી અવતાર, પૃથ્વી નિષ્કલંકી કરશે.. પ્રભુ પૃથ્વી.
નિષ્કલંક રૂપ ધરીને, શુધ્ધ સેવકની લેશે. જયદેવ (૨).
દશ અવતારની આરતી, જે કોઈ ભાવે ગાશે... પ્રભુ જે.
આરતી બોલ્યા સદ્‌ગુરૂ બ્રહ્મા, મોક્ષ ગતી થાશે. જયદેવ (૨).

● ● ●

## ૨. અલખ ધણી - આરતી

અલખ ધણીની આરતી ને ચમ્મર ઢળાય.
સ્વામીજીને છત્તર ઢળાય.
ચંદન ને કેશરનાં, સ્વામીને છાંટણાં છંટાય.
પહેલા કર્તા યુગમાં, સ્વામીજીના સોનાના હતા પાટ,
ને સ્વામીજીના સોનાના હતા ઘાટ.
સોનાને સિંહાસન બેઠા, શ્રી નરસિંહજી ભગવાન. અલખ...
બીજા ત્રેતાયુગમાં, સ્વામીજીના રૂપાના હતા પાટ,
ને સ્વામીજીના રૂપાના હતા ઘાટ.
રૂપાને સિંહાસન બેઠા, શ્રી રામચંદ્ર ભગવાન. અલખ...
ત્રીજા દ્વાપરયુગમાં, સ્વામીજીના ત્રાંબાના હતા પાટ,
ને સ્વામીજીના ત્રાંબાના હતા ઘાટ.
ત્રાંબાના સિંહાસન બેઠા, શ્રીકૃષ્ણચન્દ્ર ભગવાન. અલખ...
ચોથા કલિયુગમાં, સ્વામીજીના માટીના છે પાટ,
ને સ્વામીજીના માટીના છે ઘાટ.
માટીના સિંહાસન બેઠા, શ્રી નિષ્કલંકી ભગવાન. અલખ...
આરે આરતી શ્રી સદ્ગોર બહ્માજીએ ગાઈ,
જાંબુ રે દ્વિપમાં હુઈ રે વધાઈ... અલખ...







## ૩. જય જગદીશ હરે - આરતી

ૐ જય જગદીશ હરે, પ્રભુ જય જગદીશ હરે....
ભકતજનો કે સંકટ, ક્ષણમેં દૂર કરે... ૐ જય...
જો ધ્યાવે ફલ પાવે, દુઃખ મિટસે મનકા... પ્રભુ દુઃખ.
સુખ સંપત્તિ ઘર આવે, કષ્ટ મિટે તનકા... ૐ જય...
માતા પિતા તુમ મેરે, શરણ ગ્રહુ મેં કિસકી.... પ્રભુ શરણ.
તુમ બિન ઓર ન દુજા, આશ કરૂ મેં કિસકી... ૐ જય...
તુમ પુરણ પરમાત્મા, તુમ અંતરયામી... પ્રભુ તુમ.
પરિબ્રહ્મ પરમેશ્વર, તુમ સબકે સ્વામી... ૐ જય...
તુમ કરૂણા કે સાગર, તુમ પાલન કર્તા.... પ્રભુ તુમ
મૈ સેવક તુમ સ્વામી, કૃપા કરો ભર્તા... ૐ જય...
તુમ હો એક અગોચર, સબ કે પ્રાણ પતિ... પ્રભુ સબ.
કિસ વિધ મિલુ દયામય તુમકો મેં કુમતિ.. ૐ જય...
દિન બંધુ દુઃખ હર્તા, તુમ પ્રભુ મેરે... પ્રભુ તુમ.
અપનેં હાથ બઢાવો, દ્વાર ખડા તેરે... ૐ જય...
વિષય વિકાર મિટાવો, પાપ હરો દેવા... પ્રભુ પાપ.
શ્રધ્ધા ભકિત બઢાવો, સંતન કી સેવા.... ૐ જય...
તન મન ધન, સબ કુછ હૈ તેરા. પ્રભુ સબ.
તેરા તુજકો અર્પણ, કયા લાગે મેરા... ૐ જય...





## સદ્‌ગુરુ શ્રી ઈમામશાહ મહારાજ રચિત શાસ્ત્રો

### ૧. ઈંદ્ર ઈમામશાહ જ્ઞાન બોલીયા

ઇંદ્ર ઈમામ શાહ જ્ઞાન બોલીયા, તમે સાંભળો મુનિવર ભાઈ;
પ્રગટ ટાણે તમે આવી મળો, વીરાભાઈ સાચી તમારી કમાઈ.

ભાઈ પ્રગટ ટાણું સો કહીએ, ઘટપાટની વેળા જો થાય;
તેત્રીશ કરોડી દેવ આવી મળે, ત્યાં સાહેબ પુરશે વાસ.

ભાઈ ઝાંખા મેઘાને કીન્નર આવશે, અને આવે કલફ્ના દેવ કરોડ;
તેવા ઠેકાણે તમે આવી મળો, તો વીરા થાશો તેમની જોડ.

ભાઈ એક ઈમાને જે કોઈ આવશે, અને સાચા મુનિવર સોય;
તેનાં ઈકોતેરસો સ્વર્ગે સિંધાવશે, તેમને રાહમાં નહિ રોકે કોય.

ભાઈ લોક લજ્જા નવ રાખીયે, અને લજ્જા વણશે કાજ;
સગા કુટુંબ બેની બંધવા, તે તો નહિ આવે જીવની સંગાથ.

ભાઈ બાવન ઘાંટી જે નર ઉતરી ગયા, તે તો પહોંચ્યા છે સ્વર્ગને દ્વાર;
તે તો હરખે અમરાપુર મહાલશે, તે જીવ છેહ પામે નહિ લગાર.

ભાઈ શીરનાં સાટાં જો કીજીએ, અને તે સવા લાખ ઘણેરાં લખાય.
રાજા હરિશ્ચંદ્ર જેવાં ફળ પામશો, વીરા તેથી અદકેરા લખાય;

ભાઈ દુનિયા દોલત એક પળ છે, તમે લોભે લાગી ભુલી નવ જાવ.
હાથમાંથી હીરો તમે હારી જશો, પછી આગળ ફળ કયાંથી પાવ.

ભાઈ ચારે યુગ ગયા તમે ઢુંઢતા, અને હજુ ના લાધ્યો છેહ;
અથર્વવેદને વાયેકે તમે ચાલશો, વીરા થાશે નિવેડા આણી દેહ.

ભાઈ જ્ઞાને ચાલો તમે સત શું, અને ખરી દર્શોંદ આપો ગોરને હાથ;
દશમે તે ગોર નર આવશે, ભાઈ કરવા મુનિવરોનાં કાજ.

ભાઈ ચેતણ હારા તમે ચેતજો અને વેળા તે વહી વહી જાય.
હાથમાં લીધેલાં ફળ ચાખજો, ફરી ફરી તે ફળ નહીં ચખાય.

ભાઈ સતપંથ સેવો સત ભાવશું, તમને મળીઆ સતગોર નુર;
જેમણે દરશન કીધાં ઘટ તીરથનાં, તે તો વૈકુંઠ પહોંચ્યા જીવ.

ભાઈ એવાં ફળ તમે પામશો, તે તમે જાણોને નિર્ધાર;
ભાઈ રે અથર્વવેદમાં એમ ભાખીઆં, તમે કરજો ઉત્તમ કાજ;
મોહ મમતાને તમે વારસો, તો વીરા પામશો વૈકુંઠ ધામ.
ભણે ગુરૂ ઈમામશાહ સાંભળો મુનિવરો, અને વેળા વિચારીને ચાલો.
જો બ્રહ્મ ભંડારા કીજીએ, તો સહી અમરાપુર મહાલો.



## ૨. જી રે મારા હંસા

જી રે મારા હંસા કરડી કમાન સાહેબ શું ખેચો, તો તીરથ ત્રિવેણીમાં ચડના.
ઢાલ ધણીની કમર બાંધો, તો સતની તલવારે લડના.
બુદ્ધિની બંદુકોને સુર્તાના દારૂ, જ્ઞાન ગોળી બીચ ધરના.
પ્રેમના પ્યાલા ભરી ભરી પીઓ, તો શબ્દના ભડાકે લડના.
રખીઆની વાડીમાં વેલો વળુધ્યો, તે વેલે કીધો વિસ્તાર.
તેડાવો પેલા ગુણવંત માળીને, તે વેલાને જડ મુળથી ઉપાડનહાર.
એરે વેલાને અમરફળ લાગ્યાં, તેમાં કોઈ કડવાંને કોઈ મીઠાં.
આ રે નગરીમાં ચોર્યાસી ચૌટા, તેમાં કોઈ નર સૂતા કોઈ નર જાગે.
આ રે નગરીમાં કુંવારી છે કન્યા, તે સુંદરી સબ રસ માણે.
સબ લોક સુતા સાહેબ મારો જાગે, તો જીકર ફીકર વિના જીવડો ન પાકે.
પોળે તે ઉભા પાંચ પાખંડીયા, તે તો હાકેમનો હુકમ ના માને.
આ રે જ્ઞાન બોલ્યા ઇંદ્ર ઈમામશાહ, એને જમડાની ઝડપો લાગે.





## ૩. ભાઈ વેળા પહોંચીને

ભાઈ વેળા પહોંચીને વિલંબ ન કીજીએ, અને મુનિવર કરોને આરાધ,
ભાઈ સત સંતોષે ચાલીએ, અને બાહેર ના વદીએ વાદ.
ભાઈ મીઠી વાણી બોલીએ, અને શુકરીત કીજે સાર,
ભાઈ જીભે સત જો બોલીએ, અને મુખથી ના કીજે મર.
ભાઈ મર કહ્યાનો દોષ છે, અને મર કહેતાં મરી જાએ,
તેને જીવ હિંસા કર્યાનું પાપ છે, અને તે શબ્દને વશ રાખ.
ભાઈ રે પિયુ પિયુ કીજીએ, અને પિયુ વસે ઘટ માંહે,
જેને કાળ ભરોસો હૃદય વસે, ભાઈ તે દરશન નવ પાએ.
ભાઈ કાળ ક્રોધે બહોત ઘેરીયા, તેણે લુંટી મોક્ષ મુકતની વાટ,
પુરણ પુન્ય લુંટે પાછલું, તે લઈ જાશે દોઝખને ઘાટ.
ભાઈ રે પ્રેમ વાણી બોલીએ, જો હૃદયે ઉપજે બ્રહ્મજ્ઞાન પ્રકાશ,
તેને કાળ ન આવે ઢુંકડો, ભાઈ તેના મંદિરે પિયુનો વાસ.
હવે અસ્વારી આવી ઢુંકડી, અને હાથે શાહ ગ્રહે હથિયાર,
ઘોડે ઘુઘરમાળ બાંધીયા, અને સાહેબ થાશે અસ્વાર.
હવે સાહેબ અસ્વારી કરશે, અને માંડવે કરશે મેલાણ,
તહાં કુદરતી નગારાં વાગશે, નવે ખંડમાં પડશે ભંગાણ.
ત્યારે સુરજા રાણી જાગશે, ઈમાન સમો નહિ કોઈ સાર,
જયારે દંઈત કાળીંગાને મારશે, ત્યારે થાશે આપણો ઓધાર.
તન મન સોંપી પાએ લાગજો, ઈમાન સમો નહિ કોઈ સાર,
જયારે દંઈત કાળીંગાને મારશે, ત્યારે થાશે આપણો ઓધાર.
ભણે ગોર ઈમામશાહ સાંભળો મુનિવરો, રહ્યા છે દિન દો ચાર,
ભાઈ તે વેળા તો આવી પહોંચી, તેની વિલંબ ન કીજે લગાર.





## ૪. મધરાતે જાગો વીરા

મધરાતે જાગો વીરા ભાઈ અમર વેળા આવી, જીકર કરો તો મુનિવર આશીષ પાઈ,
સતને સલામત સાહેબ રાખે, પ્રેમ ફીકર વિના જીવડો નહિ પાકે.

જાગો જાગો રૂખેસર ભાઈ, આપણા સાહેબ સાથે લહેર લગાઈ,
પુરણ પુન્ય જે સદ્‌ગોરસુ પાયા, તો એણી કિરપાએ ગોરનર પાયા.

અહિ કુછ કરોને પિયુ પાસે માગો, કહે ગોર ઈમામશાહ તમે રૂદિયામાં જાગો,
નિત્ય નિત્ય દર્શન સાહેબનાં કીજે, ક્રિયા આચારે અમર ફળ લીજે.

હાથ કચોલાં હુરાં અમી રસ ભરીયાં, ચારે સતીઓ મળીને મંગળ ગાયે,
ગાતી વાતી આવે મંદિર મહોલે, જીકર કરો તો અમરાપુર સેજ બિછાવે.

દાનને પુન્ય બહુ ફાલે ફુલે, એ તો નહિ આવે અજંપા જાપની તોલે,
અજંપા જાપનું રતન છે મોટું, ચારે જુગના ભૂલ્યા જીવોની ભાંગશે ખોટુ.

જીસ મુખે અજંપા જાપ જો ભણીયે, કરોડ કરોડ હત્યા પાપ જ હણીયે,
અજંપા જાપની એવી છે વાતું, જેમ જંતરડીમાં વાગે છે તાંતું.

જેમણે ન જાણ્યા અજંપા રે જાપ, તેમને લાગ્યાં છે પુરણ પાપ,
કોલ કાયમ જી રે ગોર બ્રહ્માને દીધો, તો કોલ પાળી રાહે હરીરસ પીધો.

એમ કહે ગોર બ્રહ્મા સુણો મારા સ્વામી, અરજ કરે છે સેવક શીષ જ નામી,
ક્ષેણું એક જુગમાં રહો તો કહું રે પોકારી, જાગો ગાફલ આવી સ્વામીની અસવારી.

લેશે અધર્મી મારી અસુરો સંહારી, ફેરવે ચક્કર નકળંક સ્વામી,
પીંડ બ્રહ્માંડ સ્વામીએ જડીયા છે હાથે, ઈમાન રાખો દશમા રૂપની સાથે.

ગોર કૃપાએ રૂખેસરને છત્રની છાયા, ગાફલને મન રહેશે પસ્તાવા,
ભણે ગોર ઈમામશાહ પ્રભુના વાલી, આવશે નિષ્કલંક કોઈને નહિ મેલે ટાળી.

• • •



## ૫. મુનિવર મહાદન આવશે

મુનિવર મહાદન આવશે, અને હૃદયે વિચારી જોય,
મહા વખડી વેળા તે આવશે, ત્યારે થર રહેશે નહી કોય.

ત્યારે દહાડો દહાડાને લોપશે, અને વેળાવેળાના જુજવા ભાવ,
ગોર ઈમામશાહે એમ ભાખીઆ, જેમ નીરમાં બુડે રે નાવ.

ભાઈ રે નીર વિના નાવ બુડશે, અને પાપનાં વહેશે પુર,
સતીઆ શોધ્યા નહિ મળે, ત્યારે સાચા જાશે દુર.

ભાઈ હેત હેતારત તુટશે, અને ઉઠશે દયાને ધરમ,
ધરમી ધરમીની નિંદા કરશે, ત્યારે ઉપજશે પાપ કરમ.

ભાઈ માડી રે જાયા જે બંધવા, તે માંહે માંહે કરશે વેર,
બાપની સામે બેટી ગાળ બોલશે, ત્યારે પુરણ આવ્યો કલિ કાળ.

ભાઈ સતપંથ લઈને ઓતળ્યા, અને મુખે બોલે અવર વાત,
ભાઈ સત છોડો મુનિવરો, અને સત છોડે પત જાય.

ભાઈ એવી વેળા તે વેરણ આવશે, ત્યારે સાહેબ થાશે અસ્વાર,
અધર્મીને જુગમાંથી ટાળશે, દહિંતનો કરશે સંહાર.

ભાઈ ન દાનવી જ કરશે પૃથ્વી, અને હોશે તે જય જયકાર,
સાહેબ દહિંત કાળીંગાને છેદશે, રાજ આપે કરશે કીરતાર.

ભાઈ નવ ખંડમાં સ્વામી રાજા, અને અવર દુજા નહિ કોય,
રૂખેસરને રિધ્ધી સિધ્ધી આલશે, મુરખ હાથ ઘસંતા રે રોય.

ભાઈ જ્ઞાન વિના નવ પામીએ, જે ભણતા ચારે વેદ,
પસ્તાવો પડશે ગાફલને, એમ બોલ્યા ઈમામશાહ દેવ.

ભણે ગુરૂ ઈમામશાહ સુણો મુનિવરો, દીલ માંહે રાખજો ધીર,
નિષ્કલંકી નજરે દેખાવશે, તે જાણો મુનિવર વીર.



# ૬. સત બોલો ભાઈ મુનિવરો

સત બોલો ભાઈ મુનિવરો, અને કાં છોડો આપણું આપ,
સદ્‌ગોરના કહ્યા જો કીજીએ, તો જાય પુર્વે જન્મોનાં પાપ.

હવે છેડે બાંધીને છોડી ના નાખીએ, હવે દન રહ્યો પાછલી ઘડી ચાર,
સાંજ પડયા પહેલાં જઈ મળો, પછી પડશે ઘોર અંધાર.

રાત અંધારી આંખે ના સુજે, અને જ્ઞાન દિપક ન આવે હાથ,
સદ્‌ગોરના કહ્યા જો નહિ કરે, તે જાશે દોજખ ને હાથ.

જ્ઞાન શોધીને વેદ વિચારતા, અને પંડિત પઢતા વેદ પુરાણ,
તે ડાહ્યા પંડિત ભુલી ગયા, જેમ રાહુએ ગ્રહ્યો ભાણ.

તે છાંયડો લાગ્યો પાપનો, અને હૃદયે વસીયો કરમ કાળ,
તેણે કમાઈ ખોઈ જુગ ચારની, તે તો પડશે દોજખની ઝાળ.

દોજખની ઝાળ છે બહુ દોયલી, અને તે તમથી નહિ ખમાય,
વિંછી તે મારે જેમ આંકડો, તેની આગને સહ્યું નવ જાય.

પુરવ ભાગ્ય વિના ન પામીએ, અને સતપંથ પદારથ સાર,
તેના ઈકોતેર સો વૈકુંઠમાં વધામણાં, તે તો કરશે સાહેબના દેદાર.

ભાઈ વેળા પહોચીને રત પાકી, અને સવારી થઈ તૈયાર,
અહિંયાં ચેતી શકો તો ચેતજો, હવે નથી અગીયારમો અવતાર.

હવે કોલ સાહેબનો પુરો થયો, અને બોલાવી લેશે ભક્તોના ભાવ,
અનંત કરોડી દેવ આગળ હોશે,ગોર ઈમામશાહ ઉતારે ભવ પાર.

જે સંસાર સાગર ઉતરી ઘેર આવ્યા, તેને ઘણું કરી દેશે માન,
અહિંયાં પુરણ પુન્ય જેણે કીધાં, મુનિવર તેણે દીધાં મસ્તકનાં દાન.

ભણે ગુરૂ ઈમામશાહ સાંભળો મુનિવરો, સવા લાખ પુજયા થકી થાઓ,
તે મહાદન સંઘે જીવને તોળશે, પછી સતીયાં હોશે તે અમરા પર જાએ.



## ૭. એ ગાફલ ન સુવો તમે

એ ગાફલ ન સુવો તમે મુનિવરો, અને નિંદરમાં સૂતા અઘોર,
સતની વસ્તુ હતી તે ખોઈ રહ્યા, પછી લુંટી જાશે માંહેલા ચોર.

ભાઈ રે માલ ખજાના સર્વે લુંટશે, અને ખાલી તે થાશે શહેર,
દશોતુ જોઈએ તે તો નહિ મળે, તેની અહીયાંથી જ કરજો પેર.

ભાઈ રે જાગોને જુઓ મુનિવરો, અને નિંદરમાં ખોયુ આપ,
આપણા સાહેબ હિસાબ જયારે માગશે, ત્યારે કેમ કરી દેશો જવાબ.

ભાઈ રે ચિત્તમાં ચેતીને ફીકર રાખો, મૃગ ચરી જાએ હરિઆ ખેત,
એ લાભ જાશેને ખોટ આવશે, સત્ય વિના તુટસે હેત.

ભાઈ રે ધરમની બેડી તો કીજીએ, તેના સઘળાં કહે-છે મરમ,
સદ્‌ગુરુના વચને જો ચાલીએ, તો રહેશે આપણું ધરમ.

સદ્‌ગુરુના નામની ખેતી કીજીએ, માંહે દશોંદના બીજ બોય,
ઉપર જીકર ફિકરનાં પાણી સીંચીએ, તો સબ કુછ નિપજ હોય.

પહેલી ઉત્તમ ક્રિયા પાળીએ, જીભ્યાએ સાચું બોલીએ જેહ,
બીજી ક્રિયા નામ હરિનું લીજીએ, દુઃખ ભાંગે સઘળા તેહ.

ત્રીજી ક્રિયા મન વશ રાખીએ, અને પૂજીએ ઘટને પાટ,
સદ્‌ગુરુના ચરણ ધોઈ પીજીએ, ચોથી ક્રિયા સતપંથની વાટ.

ત્રણે જુગમાં જીવતું ભુલીઓ, ચોથો કળજુગ ઉતરવો પાર,
ગર્ભવાસમાં દીધી વાચા પાળજો, અથર્વવેદ પ્રમાણે સાર.

ભાઈ સબુરી રાખો તમે સતની, અને દિલમાં રાખજો ધીર,
મહા સરોવર જળે ભર્યું, પાળ ફૂટીને વહી જાશે નીર.

ભણે ગુરુ ઈમામશાહ સાંભળો મુનિવરો, મોંએ કીજીએ સતની વાત,
સાહેબ શું જીકર કરી જાગીએ, જીકર કરીએ દિવસને રાત.



# ૮. વાત વિચારોને વીરા મારા

વાત વિચારોને વીરા મારા, તમને કહે છે કિરતાર રે,
જાંબુદ્વિપ માંહે જાહેર બેઠા, જાણો મુનિવર વીરા રે.
સ્વામીજી શોધી કાઢો નહિ તો, ફોગટ ખાશો ફેરા રે. (ટેક)

લખ રે ચોર્યાશીનો ફેરો છે મોટો, તમે સુણો મુનિવર વીરા રે,
ફરતાં ફરતાં પાર ન આવે, આ છેલ્લો આવ્યો છે ફેરો રે. સ્વામીજી.

જુગો જુગમાં તમે જુઓ વિચારી, જેમ ચંદ્ર ઉગ્યો ચકારી રે,
આખર વેળા માંહે ઓળખીને કાઢો, ને અમર ખોલો બારી રે. સ્વામીજી.

જાંબુદ્વિપ માંહે તખત રચાવ્યા, બ્રાહ્મણ ભણતા ભુલ્યા વાણી રે,
વેદ પુરાણ માંહે તમે જુઓ વિચારી, આવી કલિજુગની એંધાણી રે. સ્વામીજી.

વસમા કુંવરીને કોલ કર્યો છે, તે દહાડો હવે આવ્યો રે,
કલિજુગ માંહે સ્વામી આપે પધાર્યા, ક્રિયા કરણી બેઉ લાવ્યા રે. સ્વામીજી.

હર દેવળમાં પ્રભુની હયાતી, તમે પથ્થર પાણી કાં પૂજો રે,
મારૂ તારૂ મેલીને ચાલો, અને વાદ ના કરશો વીરા રે. સ્વામીજી.

નવ માસ માતાએ ગર્ભવાસમાં રાખ્યો, ત્યારે કોલ કર્યો છે ખરો રે
સંસાર માંહે આવીને મળીઆ, તું કોલ ભુલી ગયો રે. સ્વામીજી.

ક્રિયા હિણાને તો માર ઘણેરા, તેને ફિટકાર બહુ કરશે રે,
ધક્કા દઈને દૂર મેલાવશે, જે ખરા હશે તેને લેશે રે. સ્વામીજી.

કલિજુગ માંહે સતપંથ લીધા, તે તો મહાદન માર ચુકાવે રે,
ગુના હોય તે ગત માંહે કહેજો, તમે હાથ જોડીને રહેજો રે. સ્વામીજી.

સદ્દગોર સાથે સન્મુખ વાતો, તમે જાણો મુનિવર ભાઈ રે,
સાચા થઈને ચાલશો તો, વૈકુંઠ થાશે વધાઈ રે. સ્વામીજી.

આ રે જ્ઞાન બોલ્યા સદ્દગુરુ ઈમામશાહ, તમે સાંભળો રૂખેસર વીરા રે,
અહિં કુછ કરણી કમાઓ મેરે ભાઈ, તો વૈકુંઠ જાશો સવેળા રે. સ્વામીજી.



# ૯. સદ્‌ગોર ભેટયા કેમ જાણીએ

સદ્‌ગોર ભેટયા કેમ જાણીએ, અને એ મન પરખી જોએ,
ચંદન કેરી વાસથી, ભાઈ લીંબ સુગંધી હોય.

જીસ પવન ચંદન મસમસે, ત્યાં વસે આપણા પીઉ,
ચાલો રૂખેસર તેને વન જઈએ, જયાં સુખ પામે આપણા જીવ.

અગર જલંનતા ગુણ કરે, અને ચંદન ઘસંતા જોએ,
અવગુણ કેડે ગુણ કરે, ગુરુ કહે હું બલિહારી તોએ.

હું બલિહારી ગોર આપણા, અને દોડે અનંત સોહાગ,
માણસ પલટીને ગુરુએ દેવ કર્યા, તેને કરતાં ન લાગી વાર.

હમ તબ બાંધી સાંઈઆ પ્રિતડી, હમ તબ બાંધ્યા બોલ,
હમ તમ આખર એક છું, સદ્‌ગુરુ હમસુ પડદા ખોલ.

એ ભાઈ જેને રહેણી અંધારિયા, અને તેણે ના કીયા રે વિચાર,
હમ તમ પડદા તબ હુઆ, જબ ગુરુ થી ભૂલ્યા ગમાર.

એ ભાઈ અહંકાર ગર્વ ના કીજીએ, અને ગર્વે હોએ વિનાશ,
જો આવતાં ગર્વને વારીએ, તો સદ્‌ગુરુ પુરે આશ.

હમ તમ બાંધી સાંઈઆ પ્રિતડી, અને હમ તમ બાંધ્યા સ્નેહ,
ગોર નરનાં ચાંદરણાં હુઈ રહ્યા, પળ ક્ષેણુ ન પામે છેહ.

સદ્‌ગોર સમુદર બેડીયા, અને સતપંથ સાહેર લહેર,
ગોરનર બેડી બેઠ ચલે, ઉપર વરસવા લાગ્યા નૂર.

સદ્‌ગોરના નામનો પટાંતરો, અને મુજે દેણા કુછ નહિ,
ક્રિયા દઈને સંતોખીએ, સદ્‌ગુરુ હોંશ રહી મન માંહી.

હોંશ ન રાખો વીરા મનમાં, અને આ ગોર પ્રગટ દેવ,
દિલ દીજે ખરા નેહશું, ભાઈ નિત્ય નિત્ય કીજે સેવ.

દિલ દિયા તેને સબ દિયા, રૂદિયામાં જાગો મુનિવર વીર,
દિલ થકી દુજા કયા દેવે, એમ કહે છે ઈમામશાહ ધીર.

ભણે સદ્‌ગુરુ ઈમામશાહ સુણો મુનિવરો, ગર્વના કીજે વીચાભાઈ,
જો મનના નિર્ધારે તમે માલશો, તો જુગ ચારની ઉતરે લાઈ.



## ૧૦. જીવને છોડાવા સદ્ગોર મળીયા

જીવને છોડાવા સદ્ગોર મળીયા, સાચુ બોલો મુનિવર ભાઈ,
તલ એક જાુઠુ બોલશો, તો ખોશો ભવની કમાઈ.

ભાઈ લોભ સ્વાર્થ, કાળ નિવારીએ, અભિમાન ન આણીએ મન,
મન મારીને મસકો કીજીએ, તો પામીએ સાહેબનાં દર્શન.

સતપંથ સાચો સાચ છે, સાચા પરિબ્રહ્મને પીછાણ,
દીન ચાંદરણાં પ્રગટયાં, ને રહેણીએ ઉગ્યો છે ભાણ.

ત્યારે જુગમાંથી અંધારાં ટળશે, અને હોશે તે એક જ વર્ણ,
અથર્વવેદમાં એમ ભાખીઆં, સબ હિન્દુ હોશે પવિત્રને બ્રહ્મ.

નવ ખંડમાં હલહલકાર હોશે, અને દોહેલા હોશે દન,
ચંદા સૂરજ જયારે તપસે, ત્યારે કંપશે ત્રણે ભૂવન.

આપે અસ્વારી સાહેબ કરશે, અને નિષ્કલંક ધરાવશે નામ,
સર્વે અધર્મીની કાશળ કાઢશે, ત્યારે પ્રગટ થાશે સતીયા સાર.

સવા લાખ વર્ષનું પરબ રચાવશે, અને નિર્મળ કરશે દેહ,
સ્વર્ગના દેવતાને હુકમ હોશે, ત્યારે નુર વરસે મેહ.

ભાઈ ત્યાં ઝાંખા મેઘા કીન્નર આવશે,ને આવે પાંચ સાત નવ બાર,
તેત્રીશ કરોડી દેવો આવશે, ત્યારે સહુને દર્શન થાય.

ત્યાં ઢોલ નગારાં અનંત ઓચ્છવ, સતીઓ ઘેર ઘેર મંગળ ગાય,
સાહેબને પૂજયાનાં ફળ પામશો, તેનું સુખ કહ્યું નવ જાય.

દેવ દુનિયાનો હોશે પટાંતરો, અને તમે પૂજયાનાં ફળ પામો,
મુનિવરની કાયા ત્યાં અમર હોશે, સર્વ દુનિયા મરી મરી જાય.

ભણે ગોર ઈમામશાહ સાંભળો મુનિવરો, કમર બાંધી થાવ હોશિયાર,
સોહી દનના નેડા રે આવીયા, તેને વિલંબ નહિ રે લગાર.



## ૧૧. જી રે ભાઈ કાયા છે કાચીને

કે જી રે ભાઈ કાયા છે કાચીને હૈયું છે બ્રહ્મ,
તો સાચા મને સમજીને ચાલો.
કે જી રે ભાઈ સારી ભોમકા જોઈને વાડી રે રોપાવો,
તો સ્વામીજીની વાડીનાં ફળ લેશો.
કે જી રે સ્વામીજીની વાડીનાં સદાય ફળ ફળશે,
તમે કરણી સાચી કમાવો.
કે જી રે ભાઈ કરણી કમાવો ગઢ મંદિર લેશો,
તો જઈને અમરાપુરમાં રહેશો.
કે જી રે ભાઈ ચોળ મજીઠાના બેઉ પડ રાતા,
એવો સ્વામીજી સાથે રંગ લગાવો.
કે જી રે ભાઈ જેવી વાટલડીએ સોનુ કસાવો,
તેમ આ કાયાનાં હંસ કસાવો.
કે જી રે પાંચ રતન શીર મસ્તક રાખો,
તો બેડા સાહો બંદર ચલાવો.
કે જી રે પાંચ કરોડીના પ્રહલાદ રાજા,
તો સાતે હરિશ્ચંદ્ર રાય.
કે જી રે ભાઈ નવ કરોડના રાજા યુધિષ્ઠિર,
તો બારે સદ્‌ગુરૂજીએ તાર્યા.
કે જી રે ભાઈ અનંત કરોડીના કમળા કુંવર હોશે,
જેમણે કલફોના દેવો બોલાવ્યા.
કે જી રે ભાઈ જ્ઞાન અમીરસ બોલ્યા ગોર ઈમામશાહ,
તે સચીયારા સોહી ફળ લેશો.





## ૧૨. સદ્ગોર બ્રહ્માને ઓળખ્યા

સદ્ગોર બ્રહ્માજીને ઓળખ્યા, મેં તો સૂર્તા શું કર્યા પ્રણામ રે,
બ્રહ્મ રસ લાગો મીઠડો, મારા અંગ ઉલટ ન માય રે. સદ્ગોર.

જયોત પ્રકાશીને તેજ કર્યા, તે તો તેજમાં તેજ સમાયો રે,
અખંડ જયોત ત્યાં જળ હળે, નાભી કમળથી કર્યા વિસ્તાર રે. સદ્ગોર.

બાર કળા તો બ્રહ્માજીની કહીએ, મેં તો પ્રત્યક્ષ દીઠા છે તેજ રે,
સોળ કળા વિષ્ણુ નર કહીએ, તે જયોતમાં સમાય રે. સદ્ગોર.

પાંચ તત્વની કાયા કરી, નવ ખંડમાં કીધા વિસ્તાર રે,
કલિજુગમાં તે ગોરનર આવીયા, સેવકોને દેવા દર્શન રે. સદ્ગોર.

ઇંગલા પિંગલા સુક્ષમણા, તે તો ચઢીયા ત્રિવેણી ઘાટ રે,
ત્રિવેણી સંગમમાં નાહી તે તો, દશમે પામ્યા છે દર્શન રે. સદ્ગોર.

સતરમી કળાના તો તેજ જયાં, તે તો પીંડ સ્વરૂપી કહેવાય રે,
દશમે દર્શન તે જઈ મળ્યા, તે તો પામ્યા છે અમર પદ રે. સદ્ગોર.

કહે ઈમામશાહ સાંભળો, એમ બોલ્યા છે અમૃતવાણી રે,
સદ્ગોર બ્રહ્માને ઓળખ્યા, મેં તો સુર્તાશુ કર્યા પ્રણામ રે. સદ્ગોર.



## ૧૩. સદ્ગુરુ આવ્યા છે આપણે દ્વાર

સદ્ગુરુ આવ્યા છે આપણે દ્વાર રે, એને કેમ કરી પાય લાગીયે.
સતીએ તોડયો મોતીડાંનો હાર રે, મારાં મોતી વેરાણાં ચંદન ચોકમાં.
મોતી વિણતાં લાગી છે વાર રે, આપણે એમ કરીને પાંય લાગીએ.
જાજો જાજો સમુદરીયાને બેટ રે, મારા મનનાં માન્યાં મોતી લાવજો.
મોતી લાવ્યા છે લાખ બે લાખ રે, મારા મનનાં માન્યા મોતી ન મળ્યાં.
નાકર નાકર તું નુગરાનો સંગ રે, નુગરે જાલ્યો છે મારો છેડલો હોજી.
પડી પડી પટોળે ભાત રે, તે તો ફાટે પણ ફીટે નહી હોજી.
વાળી વાળી છે હિરલાની ગાંઠ રે, તે તો તુટે પણ છૂટે નહિ હોજી.
સૂકાં સૂકાં ચંદન કેરાં ઝાડ રે, તે તો સૂકાં પણ હરિયાળાં હુવાં હોજી.
જ્ઞાન બોલ્યા છે ઈમામશાહ ગોર રે, મારા મુનિવરો અમરાપર મહાલશે હોજી.



# ૧૪. કે જી રે ભાઈ મળો રૂખેસર

કે જી રે ભાઈ મળો રૂખેસર મેળાવો કીજીએ,
તો કીજે જીવડાની સાથ.
કે જી રે ભાઈ સ્વામીનાં દળ જો ચાલ્યાં આવે,
તો કંપશે વર્ણ અઢાર.
કે જી રે ભાઈ શેષનાગ ધરતીનો ભાર નહિ ઝીલે,
ત્યારે હોઈ રહેશે હલ હલકાર.
કે જી રે ભાઈ નગર કોસી ડુંગર કોસી ખરીઓમાં જાશે,
ત્યારે ભેલાશે નગર બજાર.
કે જી રે ભાઈ નગરપતિ છત્રપતિ નાઠા જો ફરશે,
ત્યારે નહિ કોઈ રાજાનું રાજ.
કે જી રે ભાઈ દાટેલી લક્ષ્મી પ્રગટ હોશે,
તે જઈને ચડશે દાનવોને હાથ.
કે જી રે ભાઈ સિંચણહારાને ત્યાં સોહો પડશે,
ત્યારે નહિ કોઈ દર્શોદ દેનાર..
કે જી રે ભાઈ જાંબુ દ્વિપમાં, થશે નિષ્કલંકી અવતાર,
ત્યારે વર્ણ સર્વે હોસે એકાકાર.
કે જી રે ભાઈ જાંબુ રે દ્વિપમાં સેવા હો જાગી,
તો રૂખેસરો થાઓને હોંશિયાર.
કે જી રે ભાઈ ત્રણે જુગના ભાંખ્યા તે પ્રગટ હોસે,
તે આજ કલિજુગમાં દશમો અવતાર.
કે જી રે ભાઈ જ્ઞાન અમીરસ, બોલ્યા સદ્દગોર બ્રહ્મા,
તો રાજ રૂષીવરના ઘેર હોય.

• • •

## ૧૫. જી રે ભાઈ સ્વામીને સેવતાં

કે જી રે ભાઈ સ્વામીને સેવતાં સર્વે ગુણ હોશે,
તમે અંતર આપમાં જુઓ.
કે જી રે ભાઈ પાંચે બંધના બાંધ્યા હો વીરા,
તમે મુળ કાં ગુમાવો.
કે જી રે ભાઈ પાંચે ચોર જેમણે વશ કરી રાખ્યા,
તે સહી અમરાપુર પહોંચ્યા.
કે જી રે ભાઈ લોભે લાગ્યા તે તો સર્વે ગુણ ભૂલ્યા,
તમે એણી વાટે કોઈ ના જાશો.
કે જી રે ભાઈ બેડી વિના જીવડા ડુબી મરશે,
તમે ભર નિંદ્રામાં જ સુતા.
કે જી રે ભાઈ સાચી સુકરીત સંભાળ તારી,
તમે વણ દીધે કયાંથી તરશો.
કે જી રે ભાઈ જ્ઞાન અમીરસ બોલ્યા ગુરૂ ઈમામ શાહ,
તમે જુઓ જુઓ જ્ઞાન વિચારી.



## ૧૬. સંસાર સાગર તમે ભુલી ન જાશો

સંસાર સાગર તમે ભુલી ન જાશો, ઘટ રે તીરથમાં તમે નાહશો,
હૃદયમાં મેલાને પિંડ પખાળો, તો કઈ પેરે ચોખ્ખા તમે થાશો.
પ્રિતડી રે ઉત્તમ પુરૂષ શું કીજે, ઉત્તમ તે કરણી કમાવો,
આઠ પહોર દિન રાતમાં, સ્વામીજી સ્વામીજી આરાધો.
આવા ઉદક ઉછાળોને પાતક પૂજે, તો કેવી કરણીએ તમે ધાઓ,
સજીવકો ચૂંટીને નિર્જીવકો ચડાવે, તે તો નિશ્ચે દોજખ જાઓ.
જોગી તે ગોરખનાથને ધાએ, ને બ્રાહ્મણ શીવને આરાધે,
સેવડા પારસનાથને ધાએ, તે ત્રાણે ભુલા મારગ જાએ.
ટીલાં જો તાણે ને ભભૂત ચોળે, તે પાખંડ પૃથ્વીને ખાએ,
ભણે ગોર ઈમામશાહ સાંભળો મુનિવરો, આવી દુનિઆને ભુલી ભુલી જાઓ.
પ્રિતડી રે ઉત્તમ પુરૂષ શું કીજીએ, તમે ઉત્તમ તે કરણી કમાઓ,
હો જી રે વીરાભાઈ ઉત્તમ કરણી કમાવો.

## ૧૭. સ્વર્ગ ભુવનથી ઉતર્યા ગાવંત્રી

સ્વર્ગ ભુવનથી ઉતર્યાં ગાવંત્રી, કનડી તે વનમાં જઈ ચરે જી.
ચારો ચરંતા ને વનમાં ફરંતાં, તે વાઘ વીરાને નજરે ચડીયાં જી.
વાઘ વીરા વાઘ વીરા હમણાં ન ખાશો, તો ઘેર વાછરડાં ટળવળે જી.
ગોર કેરા વચને સાહેબ કેરા શબ્દે, અમે વચનના બાંધેલ પાછાં આવશું જી.
ત્યાંથી ગાવંત્રી ચાલી નિસર્યા, તે આંગણાં વચ્ચે આવી ઉભા રહ્યાં જી.
લ્યો લ્યો વાછરડાં દુધ પીવો મારાં, તે આજ પીવોને કાલે દોહેલા જી.
ઘેલી માતાજી બોલ ઘેલા શું બોલ, એ કળપેલાં દુધ અમે નહિ પીએ જી.
આગળ વાછરડાં કેડે ગાવંત્રી, તો વાઘ મામાને વધામણાં જી.
લ્યો લ્યો મામા રે પહેલો ભરખ અમારો, પછી તમારી બેનનો જી.
કહો રે ભાણેજાં તમને કોણે રે પરબોધ્યા, કીઆ ગુરુએ કાંકણ બાંધીઆ.
ગુરુ રે ઈમામ શાહે વાચા જો દીધી, સદ્‌ગુરુજીએ કાંકણ બાંધીઆ જી.
રહોને ભાણેજાં મોસાળાં કરીએ, સોનલા શીંગડીએને રૂપલાની ખરીએ જી.
જળ પીઓ ઝરણેને ખડ ખાઓ હરખે, કનડી તે વનમાં જઈ ચરો જી.
આરે જ્ઞાન બોલ્યા ઇંદ્ર ઈમામશાહ, ગોર બોલ્યા છે અમૃતવાણી.



## ૧૮. મુનિવરો ખેડો શ્રી હરિ નામની ખેતી

મુનિવરો ખેડો શ્રી હરિ નામની ખેતી, જેમાં થાશે ઘણો લાભ જી,
મન પવનના બે બળદીયા, માંય સૂરતાની રાસ લગાવજી. મુનિવરો.
પૂન્યનો પરોણો હાથો ધરો, અક્કલ આર લગાવજી,
પાપની કાસળ કાઢજોજી, તેને કાઢીને બહાર નાખજી. મુનિવરો.
ઓહંમ આખર જયોત જો જો, સોહંમ સૂરતા લગાવીજી,
કરમની કાસળ કાઢજોજી, ખેતી ચોખી તો થાય જી. મુનિવરો.
મુળ મંત્રાના બીજ વાવીએ, ખેતી લુંબે જાુંબે જોયજી,
સતનો માલવો બનાવજોજી, ધર્મની પેડી લગાવજી. મુનિવરો.
માંય જ્ઞાનનો ગોળો ચલાવજોજી, સુડા ઉડી ઉડી જાયજી,
દયાની દાવળ રાખજોજી, માળા ફેરવો દીન રાત જી. મુનિવરો.
કહેત ઈમામશાહ સાંભળો મુનિવરો, આવાગમન મટી જાય જી. મુનિવરો.



## ૧૯. પ્રથમ ગોર નરને સેવીએ

પ્રથમ ગોર નરને સેવીએ, જેથી પાપ જ હોવે દુર,
લખચોર્યાસી ફેરો તો ટળે, જો ભેટે સદ્દગોર નુર.

ભાઈ એ નુર સદ્દગોર જયારે ઉપન્યા, ત્યારે હતો નિલ ધંધૂકાર,
આ પ્રજાને પહેલી પેદા કરી, ગોર બ્રહ્માજીનો અવતાર.

ભાઈ વંશ બ્રહ્માજીનો સેવીએ, ને વિલંબ ન કીજે લગાર,
આ સિત્તોર સહસ્ત્ર, હરિઅંશ, કુળ કાયમજીનો પરિવાર.

ગોર હરિઅંશે જુગો જુગ આવીયા, ને અકળ કળ્યા નવ જાય,
તો ગોરના સ્થાનક છે જાબુંદ્વિપમાં, ગોર બેઠા છે રૂપને છુપાઈ.

તે ગોરનું રૂપ પિછાણો મુનિવરો, ને કેમ કરો છો વાર,
પાવન દેશથી સ્વામી રાજા આવશે, આજ કલિમાં દશમો અવતાર.

ભાઈ ચેતણહારા હો તો ચેતજો, અને દેખતામાં દન જાય,
આ કલિજુગ સંઘે જે જીવ ભુલીઆ, નિશ્ચે દોજખમાં જાય.

ભાઈ સકળ ઉપનો શું કરે, જો શીર બંધ ન હોએ,
સદ્દગોર બ્રહ્માજીનો બેટડો, ઘેર ઘેર વગોવાતો જાયે.

ભાઈ જે સતપંથ લીઆ ભાવશું, ગોર પર ઈમાન નવ લાયે,
પણ જેના કર્મમાં દોજખ લખ્યાં, તે કેમ કરી વૈકુંઠમાં જાયે.

ભાઈ આ જુગમાં જેટલા માનવી, અને તેટલા વેરી થાય,
પણ જેના કર્મમાં વૈકુંઠ લખ્યા, ભાઈ તે કેમ કરી દોજખ જાય.

ભાઈ નિશ દિન જપીએ સાચશું, દિલમાં રાખજો સ્વામીની આસ,
ભણે ગુરુઈમામશાહ સાંભળો મુનિવરો, તમને હરદમ સાહેબ પાસ.

• • •



## ૨૦. દુનિયા સરજીને સ્વામીએ

દુનિયા સરજીને સ્વામીએ અન્ન નિપજાવ્યા, ત્યારે પવન પાણી પેદા કીધા,
એ પવન પાણી માંહે મેદની સરજી, ત્યારે સર્વે સંજોગે સીંચાયા.

જેમને સર્જ્યા તેનાં નામ ન જાણ્યાં, તો નામ વિના તે જીવડો ભૂલ્યો,
ક્ષેણુ માંહે સ્વામી મારો ખેલ રચાવશે, ત્યારે દુનિયામાં હોશે ધુમાચાળો.

સાત નેજા રે સૂરજ હેઠો ઉતરશે, ત્યારે સહસ્ત્ર કળા લઈ સૂરજ તપશે,
તાંબા વરણી જયારે ધરતી હોશે, ત્યારે સૂરજ બાળીને ખાખ જ કરશે.

માથાના ભેચા જીવતા રે કાને નીકળશે, ત્યારે માતા નહિ કહે પુત્ર મારો,
લીંબુ વરણાં આંસુ તારાં લોહીના ઝરશે, ત્યારે બેની નહિ કહે બાંધવ મારો.

તાતે ને થંભે સ્વામીજી ભેટાડશે, ત્યારે પોક પાડીને જીવડો રોશે,
પાપને ધરમ બેઉ ત્રાજવે તોળાશે, ત્યાં તલ તલનાં લેખાં સાહેબ લેશે.

અધ લાખ વર્ષનો જ્યારે એક દન હોશે, એવા સાડા ત્રણ દિવસ લગી સજા ભોગવશો,
એવી દોયલી વેળા તે આખી દુનિયાને હોશે, ત્યારે રહેશે ક્રિયાવંતો કોઈ સાચો.

દોયલી વેળામાં સદ્ગોર હાજર હોશે, ત્યારે મેઘા ચમર છત્ર ઢાળશે,
સકળ સંઘ તે પુછે જીવડાના ગોરજી, તો ગઢને અમરાપુર છે કેવાં.

સોનાની વળીઓને રૂપાની ઇંટો, તો કેશર કસ્તુરીનો ગારો,
હીરલા જડીત્ર માંહે હિંડોળા બંધાવશે, ત્યારે એ હિંડોળે સાહેબ હિંચશે.

એવા મંદિર આપણા સ્વામીજીએ સર્જ્યા, તેમાં રહેશે ક્રિયાવંતા કોઈ સારા,
જ્ઞાન બોલ્યા ગોર ઈમામશાહ, સ્વામી જેમ રાખો તેમ જ રહીએ.

• • •



## ૨૧. સતપંથ સાચો કરી સેવીએ

સતપંથ સાચો કરી સેવીએ, અને સાચા મુનિવર સોય,
જે કોઈ દુનિયાને રંગે રાચીયા, તે તો પુરણ પાપી હોય.

ભાઈ પેટ ધંધો સર્વે જુગ કરે, જીવની ખબર ન લેવે કોય,
ભાઈ જીવડાની ચિંતા જે કરે, તે તો પૂર્ણ સોહાગી હોય.

પૂર્ણ સોહાગી સો કહીએ, જેને હરિને ઓળખ્યા જોય
હરિના જુગતે જે જીવ જાગીઆ, તેને જાતાં સોહેલી વાટ હોય.

સત જોઈએ તે તો નહિ મળે, અને છેવટના દેખ્યું કોય,
પાવૈયાને બાળક પ્રસવે, તો બેઈમાની અમર હોય.

સદ્‌ગોર બ્રહ્માને જાણ્યા નહિ, દેરાં દેવળ પૂજે ગમાર,
તેણે કમાઈ ખોઈ જુગ ચારની, તેનો ધીક પડયો અવતાર.

સ્વામી મારો પુનમ કેરો ચંદ છે, ક્ષેણુ ક્ષેણુએ પ્રગટ હોય,
સ્વામીની કળા અનંત છે, સ્વામીની અક્કલ ન બુઝે કોઈ.

ભાઈ રે ગોર બ્રહ્માનેં જાણ્યા નહિ, ને ન જાણ્યા વેદને પુરાણ,
જાહેર વેદનો ભણાવશે, ત્યારે કાયર નાઠા જાય.

ધર્મના ધોરી હશે તે ધર ઝિલશે, તે પામશે મૂલ અમુલ,
સદ્‌ગોરના વચન જેણે શીર ધર્યા, તે તો સ્વર્ગ પામ્યા ભરપુર.

ગોર બ્રહ્માજી જ્ઞાન બોલીયા, રૂખેસરો નિંદ્રા કેમ પાઓ,
વખડી વેળા રે આવી પહોંચી, મુનિવર અરજ કરો તો દર્શન પાઓ.





## ૨૨. ભાઈ મીઠાં બોલોને નમી ચાલો

ભાઈ મીઠાં બોલો ને નમી ચાલો, મીઠા બોલે બહુ સુખ થાય,
હંસા જો થઈને ચાલીએ, તો વીરા મોતીનો ચારો ચરાય.

ભાઈ બગ હંસાનો પટાંતરો, બેઉ દિશે તે એક જ રંગ,
બગ ચરે મીન માનીઆ, અને હંસા ચરે રતન.

ભાઈ કાચ રતનનો પટાંતરો, તેને કસતાં તે પાઈએ ભાત,
કાચ કમાઈ વીરા વિષભરી, ને રતને અજવાળી રાત.

ભાઈ સાચી કસોટી આપણા સાહેબ શું, અને કાચ ના ટકી યા રે કોઈ,
એરણ ઘણ વચ્ચે ઘર કરે, ગોર કહે સાચા હીરલા સોહી.

ભાઈ હીરા પારખીએ એરણ ઘણશું, અને રતને ચંદ્રમાનું તેજ,
મુનિવર પારખીએ ઈમાન શું, જેની સાચી કરણી અમર હોય.

ભાઈ સોના રૂપા દોનું સાચ છે, દીજે અગન કેરી કસ,
બીજ રસાયણ ગાળીએ, તો બંદા કેમ કરી હોવે રસ.

ભાઈ સહસ્ર પચાસા જીવને ભોગવ્યા, અને આવ્યો તે મનખા દેહ,
પણ સદ્‌ગુરુજીને ન ઓળખ્યા, તેને દિવાળીએ રૂઠયા મેહ.

ભાઈ તે જીવનો જન્મારો એળે ગયો, ડુબ્યો તે દરિયાની માંય,
તે ચારે જુગનો જીવતું ચોર છે, જીવ તારી કોઈએ ન પકડી બાંય.

ભાઈ સીમળ ફુલમાં શું મોહી રહ્યા, અને એવો આ સંસાર,
આવતાં શું આવ્યો પ્રાણી હરખમાં, પછી જાતાં રે દોહેલી વાટ.

ભાઈ ભણે ગોર ઈમામશાહ સાંભળો મુનિવરો, રૂદીયામાં રાખો ખરો વિશ્વાસ,
સ્વામીના તોરણેથી પાછા ફરશો, જઈ પડશો દોજખમાંય.

• • •



# ૨૩. પહેલી ઉત્પન્ન રચના સ્વામીએ

પહેલી ઉત્પન્ન રચના સ્વામીએ પેદા કીધી, ત્યારે મેરૂ શું જડીયા થંભ હો,
સાત સાહેર સ્વામીએ પેદા કીધા, ત્યાં જડીઆ ત્રણે ભુવન.
તમે જાગો ભાઈ જીવડા રે જાગજો, જાગી જપજો સ્વામીજીના નામ હો.

ધરતીના જડ રે બાંધતાં પાંચ જુગ ગયા, ત્યારે ગયા તે નિલ ધંધુકાર હો,
ચાર ખાણી સ્વામીએ પેદા કીધી, તેને કરતાં ન લાગી વાર હો. તમે જાગો.

પહેલી સ્વદેજ ખાણી સ્વામીએ પેદા કીધી, તેમાં સર્જા બારે મેઘ હો,
ચાંદો ને સૂરજ સ્વામીએ પેદા કીધા, તેમાં નવ લાખ તારાનું તેજ હો. તમે જાગો.

બીજી ઇંડ જ ખાણીમાં જીવને સરજયો, તેણે ના જાણ્યા સ્વામીજીના નામ હો,
નવ કુળ જાત નાગની, તેને હિંડાડે હૈડાં ભેરે હો. તમે જાગો.

ત્રીજી ઉદ્‌બીજ ખાણીમાં જીવતું સરજયો, તેને રાખ્યો છે વસમે ઠામ હો,
ઉંધે રે મસ્તક પ્રાણીને રોપીઓ, ઉપર જમે છે તડકાને મેઘ. તમે જાગો.

ચોથી જરાજ ખાણીમાં જીવ તને સરજયો, લઈ રાખ્યો ઉંધે ગરદન વાસ,
મળ રે મુતરની મોઢે નદીઓ વહે, પ્રાણ ના પામે શ્વાસ ઉશ્વાસ. તમે જાગો.

કલફોમાં ઝાંખા તારીયા, જેને લીધા સ્વામીજીનાં નામ,
લખ ચોર્યાશીના ફેરા છોડાવીઆ, તો આલ્યો અમરાપુરમાં વાસ. તમે જાગો.

પહેલી વૈકુંઠ અમરાપુરી પેદા કરી, પછી નિપાવ્યા દેવ હો,
દૈત્ય શંખાસુર હરિએ મારીઓ, વાળ્યા કાંઈ બ્રહ્માજીના વેદ. તમે જાગો.

પહેલા કર્તાયુગમાં નરસિંહ ભલે અવતર્યા, ત્યારે મુકત હુવા પ્રહલાદ,
દૈત્ય હરણાકંશને હરિએ માર્યો, કરોડી પાંચ શું તાર્યા પ્રહલાદ. તમે જાગો.

બીજા ત્રેતા યુગનાં શ્રીરામ ભલે અવતર્યા, હનુમાન જતી આગેવાન,
દૈત્ય રાવણને હરિએ માર્યો, કરોડી સાતે શું તાર્યા હરિશ્ચંદ્રરાય. તમે જાગો.

ત્રીજા દ્વાપર યુગમાં શ્રીકાન ભલે અવતર્યા, જેને ગોકુળમાં ચારી નવ લાખ ગાય,
દૈત્ય કંસાસુર હરિએ માર્યો, કરોડી નવ શું તાર્યા પાંડવરાય. તમે જાગો.

ચોથા કલિયુગમાં શ્રી નિષ્કલંકી ભલે અવતરો, મારા રૂખેશરોને કરાવશે રાજ,
જ્ઞાન બોલ્યા રે ગુરૂ ઈમામશાહ, મારા રૂખેશરોને કરાવશે રાજ, તમે જાગો.

પાપ શરીરના રે ઝરી પડે, તમને હોશે અમરાપુરીનો વાસ,
તમે જાગો ભાઈ જીવડા જાગજો, જાગીને લ્યો સ્વામીજીના નામ. તમે જાગો.

## ૨૪. સતપંથ સાચો કરી જાણીએ

સતપંથ સાચો કરી જાણીએ, અને થર રાખોને ઈમાન,
ભાઈ વેળા સો વેળા અમુલ છે. તમે હેતે દેજો દાન.

દાન દઈને આશીર્વાદ લીજીએ, ભાઈ ભક્તિ કીજે વીરાભાઈ,
જો મનમાં સમજીને ચાલીએ, ફળશે પૂર્વ જન્મની કમાઈ.

પૂર્ણ કમાઈ વિના કેમ પામીએ, અમરાપુર જવાના ભેદ,
જો સાચા કરીને પ્રમાણીએ, ઉપર આણીએ અથર્વવેદ.

ભાઈ અથર્વવેદના વાયક ઓચરો, દુરિજનથી રહેજો દુર,
પ્રીત કીજે પરિબ્રહ્મ શું, તમે નિત નિત પીંવો નુર.

નુર પીને મનમાં સમજીએ, ને જીકરે લઈએ જેહ,
સાચા ગોરને પીછાણી લીજીએ, સહેજે પાઈએ અમરાપુર.

ભાઈ અમર દેહીને કીજીએ, તો હેતે વરસે મેહ,
અથર્વવેદમાં એમ ભાંખીઉ, હવે જુગ નો આવ્યો છેહ.

ભાઈ છેહ આવ્યો કેમ જાણીએ, ને ભાગલા પડીયા ત્રણ,
જે ઈમાની હશે તે વૈકુંઠમાં આવશે ને દોજખમાં દુરીજન.

એ દુરીજનથી તમે દુર રહેજો, તે દુરીજન દેશે ઘાત,
ભાઈ સતને માર્ગે ચાલીએ, તો સદ્દગોરને લેજો સાથ.

તે સાથે લઈને વાદ ન કીજીએ, વેળાએ પહોંચીએ ઘેર,
જો સતની સંભાળ રાખીએ, તો શુધ્ધ હોવે શરીર.

ભણે ગુરુ ઈમામશાહ સાંભળો મુનિવરો, અને એ છે અચંબે વાત,
દુરીજન હશે તે દોજખ જાશે, તે તો સાંભળો સર્વે સાથ.



# ૨૫. સતપંથ ધર્મ સો કહીયે

સતપંથ ધર્મ સો કહીયે, જેને ઓળખ્યા સદ્દગોર નૂર રે,
પરિબ્રહ્મ વિષ્ણુને ઓળખ્યા, તે તો અમર હુવા તતખેવ રે.

જયોત સ્વરૂપે જાણીએ, આદ બુંદ પીંડ કહેવાય રે,
નિરાકાર રૂપે તો પોતે છે, તે તો અકળ કહાવ્યા નવ જાય રે. સતપંથ.

ઝવેરી હોય તે પારખે, અને હીરા ચૌટા બજાર રે,
મુનિવર હોય તે પારખે, ધ્યાનની સૂરતા લગાઈ રે. સતપંથ.

કાચી કાયાને કાચી પિંડ, નવે ખંડમાં કીધો પ્રકાશ રે,
પાંચ તત્વનું પુતળુ, તો પોલ માંહે પવન સમાય રે. સતપંથ.

નાભી કમળથી દમ ઉઠે, શ્વાસ ઉશ્વાસ હોય રે,
દમે દમે હરિને જપીએ, તો અમર હોય સોય રે. સતપંથ.

ત્રિવેણી ત્રિપુટીમાં નાહીએ, અને પુરા સંગમ હોય રે,
ચાંદો સૂરજ બે દીપ કહીએ, તો જયોતમાં જયોત સમાય રે. સતપંથ.

સૂરતા લગાવીને ચઢીએ, અને પુરા સદ્દગુરૂ કે સાથ રે,
અજંપા જાપને જપીએ તો, પ્રાછત સઘળાં જાય રે. સતપંથ.

પાત્ર હોય તે દર્શન પામે, તે અમર વસ્તુ સોય રે,
અમર પદવી તો મળે, ભાઈ પૂર્ણ સોહાગણ હોય રે. સતપંથ.

કહેત ઈમામશાહ સુનો મુનિવરો, તમે સાચુ જાણો નિર્ધાર રે,
અથર્વવેદમાં એમ ભાંખીઆ, આગળ નથી અગીયારમો અવતાર રે. સતપંથ.





## ૨૬. ધર્મ મુરત એક બ્રહ્મ પિછાણો

ધર્મ મુરત એક બ્રહ્મ પિછાણો તો, સદ્ગુરુ વિના જીવ ના છુટે.
સર્વે જીવો આપણા સ્વામીજીના સર્જ્યા, તેમાં દેખીને તમે ભૂલ્યા.
લાલચ લોભના અતીરસ મીઠા, ભાઈ બહુ રસ મીઠા,
તો જીવડા આપણી સુધના જાણે.
જેમણે સર્જયા તેમનાં નામ ના જાણ્યાં, ભાઈ ઠામ ના જાણ્યાં,
તો હું તું કરીને જીવતું થાકયો.
કહો ભાઈ જીવ તમે કયાં થકી આવ્યા, તો કહોને કોને ઘેર જાશો.
ઈસ રે વાતુંના ભેદના જાણ્યા, ભાઈ મુળના જાણ્યા,
તો મારૂ તારૂ કરી જીવડા ભૂલ્યા.
પાંત્રીસ, પચીશ, સોળા ભાઈ આઠા, તો લાખ ચોર્યાશીના ભૂલ્યા.
કોલ કાયમજીના જુગો જુગ લાવ્યા, ભાઈ વારો વાર લાવ્યા,
પણ તમે એકે કોલ ન પાળ્યા.
કોલ કાયમજીના સાચા કરી જાણ્યા, જેમણે ગર્ભની વાચા સંભાળી.
કોલ સાચા સદ્ગોરની વાચા, તો દ્રઢ વિશ્વાસે પ્રમાણો,
જ્ઞાન અમીરસ બોલ્યા ગોર બ્રહ્મા, તમે જુઓ જુઓ જ્ઞાન વિચારી.



## ૨૭. ત્રિવેણી સંગમમાં ઝુલના

ત્રિવેણી સંગમમાં ઝુલના, તેમ તેમ પાકે શરીર,
નેમ લઈને વ્રત આચર્યા, તારા મનને રાખો સ્થિર. ત્રિવેણી.

ધર્મસુ ધુદલ કાહે કરો, તમે કેમ ઉતરશો પાર,
જોઈ વિચારીને ચાલજો, ભાઈ જીભ્યાએ સાચું બોલ. ત્રિવેણી.

કાયાનું સુખ તમે જાણશો, તો સહેશો નર્કનો માર,
સદ્ગુરુ લેખાં માગશે, કલિજુગમાં દશમો અવતાર. ત્રિવેણી.

કાંસુ ને ત્રાંબુ ભેળશો, તો તેની મહોર ન થાય,
ચવક ચવ્હા ટાળવા પડસે, તારે સાચી કરણી કમાવ. ત્રિવેણી.

મારા પ્રભુજીની ટંકશાળ નીપજે, તે ખોટી કહી ન કહેવાય,
સદ્‌ગુરૂ પરખને આવશે, ત્યારે વેદ પુરાવશે સાખ. ત્રિવેણી.

ત્યાં તોલીને તપાવશે, ત્યારે સોનું દીસે સુલાવ,
ખરા ખરી પ્રભુ જોખશે, તે આલશે અમરાપુરમાં વાસ. ત્રિવેણી.

ત્રણ જુગના નિંદ્રાવાળા, કલિજુગ આખર નિધાન,
લોભ સ્વારથે વિનાસસે, વિનસે તે નરને નાર. ત્રિવેણી.

કહેત ઈમામશાહ આગમ ભાખીયા, સાચું એ બ્રહ્મ જ્ઞાન,
જોઈ વિચારીને ચાલજો, ભાઈ મુખેથી સાચુ બોલ. ત્રિવેણી.



## ૨૮. તારો અવસર જાય છે

તારો અવસર જાય છે અભાગીયા,
તું તો ચેત્યો નહિ મુરખ ગમાર, વખત વહી જાય છે.

ધન-ધન નથી રે તારા દીકરા,
વારે નહિ આવે કુટુંબને પરિવાર. વખત...

તું તો કોલ કરીને જુગમાં અવતર્યા,
તે તો શું કીધા પરમાર્થનાં કામ. વખત...

તું તો અવધ કરીને જગમાં અવતર્યા,
મિથ્યા જનેતાને મારી નવ નવ માસ.... વખત...

સતપંથ સાચો એ તને ગમે નહિ,
એ છે નરકે જવાનાં એંધાણ.... વખત...

પૂન થાય નહિ એ ફળ બહુ ભોગવવાં,
જમડા દેશે મદ ઘણનો માર.... વખત...

તારો અવતાર જાય પશુની પેરમાં,
નકઢા હજુએ ન આવી તુજને લાજ.. વખત...

સત્‌ગોર બ્રહ્માજી ઈ રે વાણી બોલીયા,
ગુરુજી બોલ્યા છે આગમનના બોલ... વખત...



## ૨૯. દિલ તુ કયા દેખત હૈ દૂર

દિલ તું કયા દેખતે હૈ દૂર, હૃદયમાં ધણી છે હાજરા હજુર.
લિખા લેખ સો નહી મિટને કા, કયા મરતા ઝૂર ઝૂર,
ખબર વિના નર કૈ ખપ ગયે, માયા કહો મંજુર. દિલ તું.

ગુરૂ વિના જ્ઞાન કથે બહુ તેરા, ભેદ ન સમજે અબુજ,
તુહીં તુહીં તો સ્વામી બોલે, ભીતર હૈ ભરપુર. દિલ તું.

નાભી કમળસે નેહ લગાવો, સુરત નુરત મજબુત,
શ્વાસ ઉશ્વાસે શબ્દકુ પકડો, મિંટે જનમકી ભૂલ. દિલ તું.

પ્રેમ પેઉસે પીવો પ્યાલા, કેફ ચઢે ચકચૂર,
ઉલટા સુલટા જઈ અસમાના, સુનમે ઉગા સૂર. દિલ તું.

અનહદ વાજાં ભીતર બાજે, નિર્મળ વરસે નૂર,
ચન્દ સે જયોત કરે ચમકારા, અનહદ વરસે નૂર. દિલ તું.

આરે જગતમાં ખુલી કલીયા, કઈક હજારા ભરપૂર,
માયા કે માંય ન્યારો કે ન્યારોં, જળમાં કમળનું ફુલ. દિલ તું.

કહેત ઈમામશાહ પ્રભુને ભજી લ્યો, દીધેલ વચન કરોને કબૂલ,
જબ લાલનકી લાલી પાવે, એ વસ્તુ છે અમૂલ, દિલ તું.

• • •



## ૩૦. બ્રહ્માના બાળક તમે

બ્રહ્માના બાળક તમે બ્રહ્મ પિછાનો, તો વેદ વિના અર્થ ન સુઝે,
હેત ધરી ધરી એક ઇંડ ઉપાયા,ચૌદ ભૂવનકા મહેલ જો કીયા.

જીવને કારણ એક રતન પાયા, અને કાચથી અર્થ ન સુઝે,
તીસ પહેલાં એક જયોત જો હોતી, તીસ આગળ ચંદ્ર સૂર્ય નહિ હોતા.

તીસથી પહેલાં સતપંથ નિપાયા, આપ શરીર સદ્‌ગુરૂએ કીયા,
સત દેખો સત માંહે સમાવે, છત્રીસ લાખ કરણ અવિચળ હોતા.

સોહી ગુરૂ તમે હૃદયે પિછાણો, તીસથી અગમ નિગમ સુઝે,
સોહી નૂર તમે કલિમાંહે જાણો; વણજ કારણ નામ ભણાયા.

સોહ નૂર સ્વામીને નજરે જો રાખો, એક તીલ મીટ ના ટાળો,
કડવી વેલી માંહે અમૃત સીંચ્યા, સો કેમ હોયેંગી મીઠી રે.

ગઈ ગુજરી જે નર કરે, વિના પ્રચિતે ફાંફાં મારે,
દૂસરેકા સોના ચોરને જાયે, ખાક લેકર ઘરકી આવે.

સમી ભોગી કિટ પતંગ જ હોવે, જાકે અગનમાં જપલાવે,
સિદ્ધ સમાધિ જે નર લેવે, આત્મઘાતકી તીસે કહીએ.

ફોગટ કારણ અપના જીવડા જો ખોવે, કહાંથી સતી સોહાગણ હોવે,
એવા અસત કરતા જન્મ જો ખોવે, પરિબ્રહ્મકી ખબર ના પાવે.

ગંગામાં જાવે ત્રિવેણીમાં ન્હાવે, સોભી કીસીકુ ના પાવે,
પાનીમાં ધોતા મોક્ષ જો હોવે, તો મછલી કાહે ના પાવે.

ગંગા કે માંહે મછલી જો સર્જી, સોભી ગંધ ગંધાવે રે,
જીભને સ્વાદે ગલ જો લાગે, ભરી સાતમો વેચાવે.

કોસલે કી ટોપી લેકર જન્મ જો ખોવે, તો મોક્ષ મુગત ના પાવે,
કહેત ઈમામશાહ સાંભળો મુનિવરો, બ્રહ્માજી કો લાગો પાય.

● ● ●



## ૩૧. હેતે મળોને સતે ચાલજો

હેતે મળોને સતે ચાલજો, જૂઠ કરો સર્વે દુર,
સતપંથ સેવા તો મળે, જો નિર્મળ પીજે નૂર.

નૂર પીજેને નામ લીજીએ, તો મન નિર્મળ ઉજળું થાય,
કામ, ક્રોધ, મત્સર ને વારીયે, તો સહી અમરાપુરી જાય.

કામ ક્રોધે શહેર લુંટયું, તેને લુંટયો સર્વે ભંડાર,
હીરા રતન ઝવેર લુંટિયા, તેને લુંટી વસ્તુ અપાર.
મુરખ હૃદયમાં ન જાગીઓ, તેને વસ્તુ ખોઈ અપાર,
જયારે આખર દહાડો આવશે, કેમ કરી દેશો જવાબ.
તેણે ચોર કરીને બાંધશે, અને દેશે ઘણનો માર,
હૈડામાંથી અગ્ની પરજળે, જીવડો કરશે પોકાર.

જે સતી કહાવે ને અનસતી હોવે, તેના ફેરાવણ જેવા મુલ,
જે ઈમાન વિના ઉખડી ગયા, તેના મોઢે પડશે ધુળ.

સતપંથ લઈને ઓતળી ગયા, તે પાકી હાંડી તોલ,
ટકોરા દેતાં ટુકડા ભયા, તેને જમીન અસમાન ના સંઘ્રે કોય.

સતપંથ લઈને અળગા રહે, તેને લાગો નીલનો પાસ,
વસ્તુ હતી તે લુંટાઈ ગઈ, પછી ખાલી રહ્યા છે હાટ.

કર્મે કાળા તે સદાયે કાળા, અને જ્ઞાન વિચારી જોય,
દૂધે ધોયેલા કોયલા, તે કદી ના ઉજળા હોય.

કહેત ઈમામશાહ સુનો મુનિવરો, અને રાખો આપણું આપ,
ખોટા કરતવ તમે કરશો, તો તમને ખાશે વિછુને સાપ.

• • •



# ૩૨. શુધ્ધ બુધ્ધે રાચો હો મુનિવરો

શુધ્ધ બુધ્ધે રાચો હો મુનિવરો, દિલથી મેલ જ થાયે દૂર,
હૃદયથી જો મેલ દૂર થાયે, તો સ્વામીજી હોવે હજુર.

સ્વામીએ દયા સારૂ તને સર્જીયો, કાયે ભૂલો વારંવાર,
મનુષ્ય દેહી ફરી નહીં મળે, તમે ચેતીને ચાલો ગેમાર.

ભાઈ જેના દિલમાં દયા નહીં, તેના દિલમાં નાખો ધૂળ,
તે તો ફટી હાંડી તોલ છે, તેનું કોડી ન આવે મૂલ.

જેના હૃદયમાં ક્ષમા આવશે, તેણે જાણે અરીશા પ્રમાણ,
અરીશામાં જેમ પ્રકાશ છે, સ્વામી ભીતર તુંજમાં જાણ.

આવો દુર્લભ મનુષ્ય તન આપીયો, તો બે ઈમાન કાં થાવો ભાઈ,
અગ્નિએ જલે જેમ સતી સ્ત્રી, પતિ સાથે તે કાંઠે સિંચાઈ.

પુરૂષ થઈ શું સ્ત્રીથી એ ગયો, ભાઈ વિચારો મનની માંહે,
પતંગ સરીખો એક જીવડો, તે પ્રેમે બાળે પોતાની કાયે.

દિપકે પતંગ ઉતાવળો, જોતાં જઈ ઝપલાવે કાય,
મનુષ્ય થઈ તું ના ચેતીયો, તારો મનખો એળે રે જાય.

આ જીવને કયાં લગી સંતાડશો, છેવટે મરવાનું છે જાણ,
સંસાર સુખ એક પલ છે, એ આગળ હોશે તમને જાણ.

ભાઈ પ્રભુજી નામે જીવ દીજીયે, તો સુખ ઘણેરાં રે થાય,
હરિશ્ચંદ્ર તારાયે જીવ દીધા, તેની સાખ વેદ પુરાણે ગવાયે.

ભાઈ કસણી કહીએ પ્રહલાદની, જેને હોળીમાં સીચવ્યાં અંગ,
થંભ માંહેથી હરી પ્રગટયા, તેના શીતળ રાખ્યા પોતે અંગ.

ભાઈ કસણી જુઓ પાંડવોની, જેને હિમાળે ગળાવી રે કાય,
એવી કસણી જો કસાવો, તો સ્વામી લેશે સ્વર્ગની માંહ.

ભાઈ સતપંથે સાચા ચાલજો, તેના જીવ અમરાપુરમાં જાયે,
અમરાપુર તમે એમ પામશો, જો જીવતાં મૃતક થાયે.

ભાઈ કાચી કાયા છે તારી કારમી, તેને જાતાં નહિ લાગે વાર,
જેવું સ્વપ્નાંતરનું પેખણું, તેવો આ છે સંસાર.
અંધ ભાવે તને કાંઈ ન સૂઝે, અને સ્વામી છે તુજ પાસ,
કામ, ક્રોધ, મત્સર પરહરો, થાઓ સદ્‌ગુરુજીના દાસ.
ગુરુ ઈમામશાહ એમ બોલીયા, સાંભળો મુનિવર જ્ઞાન,
સદ્‌ગુરુના કહ્યા જે કોઈ માનશે, તેના થાશે ઈકોતેરસોનાં કામ.



## ૩૩. આજ સ્વામી અમે તીરથ નાહ્યા

આજ સ્વામી અમે તીરથ નાહ્યા, ઘેર અભ્યાગત આવ્યા રે.
મન મારીને પાંચ અવિચળ રાખો, તો ગુરુના વાયકે કમાવો રે.
જીવડાને કાજે આણે પંથે આવો, તો ગર્ભની વાચા સંભારો રે.
ઘેર આવ્યાને અભ્યાગત માનો, તો સીંચો ધર્મની દોરી રે. -આજ.
જાંબુદ્વિપમાં સેવા જાગી, શિંગી નોબત વાગે રે,
દેશો રે દેશના જાત્રાળુ આવે, દર્શન કરી દુઃખ ભાંગે રે. -આજ.
ધન ગીરમઠા ધન પીરાણા, જયાં આવી ધરા કુંવારી રે,
અડસઠ તીર્થ અહિયાં વસીયાં, વસીયા દેવ મોરારી રે. -આજ.
હરતાં ને ફરતાં ફુલડે વધાવો, તો આવી તરવાની વારી રે,
રંગ કસુંબા જે નર રાચ્યા, તેના મનમાં ભ્રાન્ત ઘણેરી રે. -આજ.
રંગ કસુંબામાં જે નર રાચ્યા, તે પંથ પડયા નરવાણી રે,
જુગ જુગાંતર અગમ અગોચર, ગુરુએ માર્ગ દેખાડયા રે. -આજ.
નવે અવતારે નવ દાનવ છેદયા, દશમે છેદન આવ્યા રે,
ગોર નર સ્વામી આણે પંથે આવ્યા, તમે લેજો જ્ઞાન વિચારી રે.-આજ.
નરના પ્રતાપે ગુરુ સહદેવ બોલ્યા, સ્વામી શું હેત હરિયાળા રે,
આગમ વાણીનો કોલ છે મોટો, તમે ભુલી ના જાશો વીરા રે. -આજ.





# ૩૪. હેતે મળો ભાઈ મુનિવરો

હેતે મળો ભાઈ મુનિવરો, અને મુખથી સાચી વાણી બોલ,
નીત દર્શન કીજે દેવના, દિલથી સુતક પાતક ખોલ.

ગુરુ ગત ગંગા તીર્થ નાહીએ, અને કીજે નિર્મળ મન,
આ સતપંથ પદાર્થ તો મળે, જેના પૂર્ણ હોવે પુન્ન.

પૂરણ પુન્ન વિના કેમ પામીયે, અને સતપંથ સાચી વાટ,
એ પાંચે પદાર્થ જો મળે, જેના દિલ હોવે પાક.

પવિત્ર તો પ્રભુનું નામ છે, અને જપીએ દિવસને રાત,
દૂરના દેખો રે ભાઈ દિલમાં વસે, જેમ ચંપા ફુલોમાં વાસ.

રોમે રોમે સ્વામી તાહાં વસે, અને અંતર નહી એક તીલ,
એમ જાણીને ભકિત કીજીએ, તો પ્રત્યક્ષ બેઠા દેવ.

સત બોલો ને સતે ચાલજો, અને સત સમો નહિ સાર,
સુક્ષ્મ વેદ તો સતે રચીયા, તમે સતે ઉતરશો પાર.

સત ના છોડો રે મારા મુનિવરો, અને સત છોડે પત જાય,
ઈમાન સરીખો દીવડો, તમે અજવાળો સ્વામીના પાય.

રહેણી અજવાળી પુનમની, અને દિવસ અજવાળુ સુર,
તેમ ઘટ માંહે અજવાળુ ઈમાનસુ, ભાઈ ચારે દિશા વરસે નૂર.

નર નારાયણ તો વસે, જે ઘટ માંહે સાચું ઈમાન,
તેને દેવલોક પ્રણામ કરે, તે તો પામે વૈકુંઠમાં વાસ.

સદ્ગોર બ્રહ્મા આગમ ભાખીઆ, અને એક અચંબો સાર,
હવે છેલ્લી નાવ કલિજુગની, ત્યાં ઈમાની ઉતરશો પાર.

• • •



## ૩૫. દાસોને દર્શન દેજો

દાસોને દર્શન દેજો મારા નાથ,
હો સ્વામી રાજા, દાસોને દર્શન દેજો મારા નાથ. (૨) દાસોને...

દમે દમ સ્વામી મારા, રૂદિયામાં રેજો,
રૂદિયામાં રે જો મારા નાથ, હો સ્વામી રાજા. (૨) દાસોને...

પાંચ કરોડી રાજા પ્રહલાદ ને કહીએ,
હોળીમાં સમાયા આપ, હો સ્વામીરાજા. (૨) દાસોને...

સાત કરોડી રાજા હરિશ્ચંદ્રને કહીએ,
કાશીમાં વેચાણા છે આપ, હો સ્વામી રાજા. (૨) દાસોને...

નવ કરોડી રાજા યુધિષ્ઠિરને કહીએ,
હેમાળે ગળાવ્યાં છે હાડ, હો સ્વામીરાજા. (૨) દાસોને...

બાર કરોડી રાજા કમળાકુંવરને કહીએ,
કાગળની નાવે ઉતાર્યા પાર, હો સ્વામીરાજા. (૨) દાસોને...

પાવન દિશાથી મારા સાહેબ આવશે
લેવાને અનંતોની સંભાળ, હો સ્વામી રાજા. (૨) દાસોને...

ઈ રે ટાણે વાલા મુજને બોલાવજો,
પકડી લેજો મારો હાથ, હો સ્વામી રાજા. (૨) દાસોને...

આરે જ્ઞાન બોલ્યા સદ્‌ગુરુ ઈમામશાહ,
સાચો છે સતપંથ સાર, હો સ્વામી રાજા. (૨) દાસોને...

• • •



## ૩૬. આજ મારે જાવું છે

આજ મારે જાવું છે સાહેબને દરબાર રે,
મુનિવર મનને વશ કરી વારજો.

એક લાખ જોજન ચારસો વીસ એકવીસ,
એટલો રોપ્યો ગઢ રે અમરાપરનો પાયો રે. મુનિવર મનને...
મારા સાચા રુખેસરને સહસ્ત્ર સર બક્ષીસ,
તેના તેજ તણો નહિ પાર રે. મુનિવર મનને...
ત્યાં ચંદ્ર સૂરજનો નહી રે પટંતરો,
ત્યાં સહસ્ત્ર સમા તેજ રે. મુનિવર મનને...
મારા સાચા મુનિવરને કલ્પવૃક્ષની છાંય,
જાણે ઉગ્યા પૂનમ કેરો ચાંદ રે. મુનિવર મનને...
ત્યાં ખરી રે દર્શોદ સદ્ ગોર મુખે દેજો,
ઈ તો હરખે અમરાપર મહાલે રે. મુનિવર મનને...
ત્યાં જીકરે ને ફીકરે જે કોઈ દિનરાત જપસે,
તેને મહાદન નહી લોપે લગાર રે. મુનિવર મનને...
ત્યાં કેસર કસ્તુરીના વાવલીયા વાયા,
ખરી મધરાતે વરસે છે નૂર રે. મુનિવર મનને...
ઈ રે જ્ઞાન બોલ્યા સદ્‌ગુરુ ઈન્દ્ર ઈમામશાહ,
ઈ રે બોલ્યા છે અમીરસ વાણી રે. મુનિવર મનને...

• • •



# ૩૭. જાગો જાગો મુનિવર ભાઈ

જાગો જાગો મુનિવર ભાઈ, ગાફલ થઈ રે કાં રે સુતાજી.
જે નર સુતેલા ચારે રે પહોર, તેના રે શીર દોજખ લખ્યાજી.

પહેલા પહોરની હોય સમી સાંજ,ત્યાં રે કોણ નર જાગી રહ્યાજી.
જાગ્યા જાગ્યા ભકત પ્રહલાદ, જાગંતાં જેણે શંકા ન આણીજી.

ગુરુને વચને છોડયાં રાજને પાટ,હોળીમાં જઈને આપ સિધાયાજી.
કરોડી પાંચે સાધુ રે ભાઈનો સંગ, સરગારેપરમાં સોયે પોતાજી.

બીજા પહોરની હોય મધરાત, ત્યારે કોણ નર જાગી રહ્યાજી.
જાગ્યા જાગ્યા રાજા હરીશ્ચંદ્ર, જાગંતાં જેણે શંકા ન આણીજી

ગુરુને વચને છોડયાં રાજને પાટ, કાશી રે ખંડમાં પોતે વેચાયાજી.
કરોડી સાતે સાધુ રે ભાઈનો સંગ, સરગારેપરમાં સાથે પોતાજી.

ત્રીજા પહોરની હોય પાછલી રાત, ત્યારે કોણ નર જાગી રહ્યાજી.
જાગ્યા જાગ્યા રાજા યુધિષ્ઠિર, જાગંતાં જેણે શંકા ન આણીજી.

ગુરુને વચને છોડયાં રાજ ને પાટ, હેમાળે જઈને હાડ ગળાવ્યાંજી.
કરોડી નવે સાધુ રે ભાઈનો સંગ, સરગારેપરમાં સોયે પોતાજી.

ચોથા પહોરની હોય રે પ્રભાત, ત્યારે કોણ નર જાગી રહ્યાજી.
જાગ્યા જાગ્યા ગુરુ દીનદયાળ, જાગંતાં જેણે શંકા ન આણીજી.

ગુરુને વચને છોડયાં રાજને પાટ, કાગળની નાવે પાર ઉતાર્યાજી.
કરોડી બારે સાધુ રે ભાઈનો સંગ, સરગારેપરમાં સોયે પોતાજી.

ઈ રે જ્ઞાન બોલ્યા ગુરુ ઈમામશાહ, મારા મુનિવરને અમરાપુરનો વાસજી.





# ૩૮. જી રે વૈકુંઠના નાથ પધારીયા

જી રે વૈકુઠંના નાથ પધારીયા, સદ્‌ગોર બ્રહ્માજી આવ્યા છે આજ.
પવિત્ર કીધાં આંગણાં.
પવિત્ર કીધાં આંગણા, જી રે સંતોને આસન દીધાં બેસણાં,
એવા અવિચળ રાખો ઈમાન. પવિત્ર કીધાં.
જી રે દશોંદ શુકરીયાત થઈને દીજીએ,
એવા ક્ષમા સરીખા નહિ કોઈ દાન. પવિત્ર કીધાં...
જી રે સોળ કળાઉ તમને શોભતી,
તમારા મુખ પર જળકે છે અમૃત.... પવિત્ર કીધાં...
જી રે પાવન દેશથી સાહેબો આવીયા,
મેળો હોશે જાંબુદ્વિપ મોજાર.... પવિત્ર કીધાં...
જી રે નરને નકળંકી દોનું આવશે,
નામ હોશે ઈમામશાહ મહારાજ.... પવિત્ર કીધાં...
જી રે કમળાકુંવરને શીર છતરૂ ઢળે,
સતી સુરજા રાણી તે લેશે લ્હાવો... પવિત્ર કીધાં...
જી રે થાળ ભર્યાં રે શગ મોતીએ,
વધાવો વધાવો સતીયું બે ચાર... પવિત્ર કીધાં...
સતી કુંતાને સતી દ્રૌપદી,
ચોથાં તેડાવો હરિશ્ચંદ્ર ઘર નાર રે... પવિત્ર કીધાં...
સદ્‌ગોર બ્રહ્માજી આરે જ્ઞાન બોલીયા,
ગોર બોલ્યા છે. અગમના બોલ. પવિત્ર કીધાં...

• • •



# ૩૯. હરિ પેદા કીધાને પત રાખજો

હરિ પેદા કીધાને પત રાખજો,
અમને છે તમારો વિશ્વાસ.... સતગુરુ તમને વિનવું..
જેમ બત્રીસ દાંતની વચ્ચે જીભ છે,
તેમ મહાદન વેળાએ લેજો ઉગારી... સતગુરુ..
પેલા કર્તા જુગમાં રે હરિ તમે આવીયા,
નરસિંહ રૂપ ધર્યા છે મહારાજ.... સતગુરુ..
રાજા પ્રહલાદની વારે હરિ તમે આવીયા,
કરોડી પાંચે ઉતાર્યા ભવપાર.... સતગુરુ..
બીજા ત્રેતાજુગમાં રે હરિ તમે આવીયા,
રામચંદ્ર રૂપ ધર્યા છે મહારાજ.... સતગુરુ..
રાજા હરિશ્ચંદ્રની વારે હરિ તમે આવીયા,
કરોડી સાતે ઉતાર્યા ભવપાર..... સતગુરુ..
ત્રીજા દ્વાપર જુગમાં રે હરિ તમે આવીયા,
કૃષ્ણ રૂપ ધર્યા છે મહારાજ ..... સતગુરુ..
રાજા યુધિષ્ઠિરની વારે હરિ તમે આવીયા,
કરોડી નવે ઉતાર્યા ભવપાર.... સતગુરુ..
ચોથા કલિજુગમાં રે હરિ તમે આવજો,
નિષ્કલંક રૂપ ધરજો મહારાજ.... સતગુરુ..
કમળા કુંવરની વારે હરિ તમે આવજો.
કરોડી અનંત ઉગારો ભવપાર.... સતગુરુ..
સતી સુરજાની વારે હરિ તમે આવીયા,
કમળા કુંવરને સોંપ્યા અમરભેદ.... સતગુરુ..
સતીયા સેવકોની અરજ તમે સાંભળો,
કરોડી અનંત જુવે તમારી વાટ... સતગુરુ..

● ● ●

# ૪૦. શેઠ ભણેને તમે સાંભળો

શેઠ ભણેને તમે સાંભળો વાણોતર,
તો રૂડા રૂડા કરજો વેપાર જી રે પ્રાણી....

નવ રે માસ માતાએ ઓદલમાં રાખ્યો,
તો જીણા જીણા વાવલીયે ઉછાર્યો જી રે પ્રાણી...

આ કાયા વચ્ચે જીવ જઈ નગરીમાં પોતો,
તો શેઠ વાણોતર થઈ બેઠો જી રે પ્રાણી...

ખોટાં છે ત્રાજવાં તે ખોટાં છે તોલાં,
તો પાશેર પાશેર ઘડીએ તોલાયો જી રે પ્રાણી...

સેજ રે તળાયું ને વારીયું ફુલડે ઓળખાયું,
તો જીણા જીણા વાયરા ઢોળાવ્યા જી રે પ્રાણી...

ઓરડા ઉપર જીવ તારા ઓરડીયા બંધાવ્યા,
તો ઉંચા ઉંચા મહેલ બંધાવ્યા જી રે પ્રાણી...

વાયરે ઢોળાવતાં જીવડે વિગતું ના જાણી
તો સાહેબના ઘરનાં તેડાં પછી આવ્યાં જી રે પ્રાણી..

ટાઢા રે પાણીનાં જળ રે મંગાવો,
તો બંધન ખૂબ નવરાવો જી રે પ્રાણી...

સગુ રે કુટુંબ જીવ તારું હળી મળી બેઠાં,
તો રૂદન કરવા લાગ્યા જી રે...પ્રાણી...

સગુ રે કુટુંબ જીવ તારૂ ઝાંપે વળાવે,
તો જીવડે જઈ પૂર્યા વાસ જી રે પ્રાણી...

તાળાંને કુંચી જીવ તારાં રહેશે વખારે,
તો અહી તું ઉભો ખાલી હાથે જી રે... પ્રાણી...

પાને રે પાને જીવ તારાં પાપે રે લખાયાં.
તો ધરમ તણો અક્ષર ના સુજે જી રે પ્રાણી...

વહી રે વાંચે ને જીવડો થર થર ધ્રુજે,
તો ધરમ તણો અક્ષરના સુજે જી રે પ્રાણી...

અમારી અરજ તમે સુણો મારા ધર્મી,
તો પાપ પાછાં વાળો જી રે પ્રાણી...
ખોટી વખારું ખોટા વાણોતર,
તો કુડા કુડા કરજો ન વેપાર જી રે પ્રાણી...
ઈ રે જ્ઞાન બોલ્યા ઈન્દ્ર ઈમામશાહ,
તો કમાઈ તણાં ફળ તમો પામો રે જી રે પ્રાણી..



## ૪૧. તું હી ગોર તું હી નર

તું હી ગોર તું હી નર, તું હી અવિનાશી,
તો સેવો સેવો જ્ઞાન વિચારી, હો સ્વામીજી.

સ્વામી રાજા આવ્યા જુગમાં અનંત વધાવ્યા,
તો જળહળ ચાંદરડાં હુવા, હો સ્વામીજી.

જાબુંના દ્વિપમાં હેમપુરી નગરી,
સ્વામીજીએ લીધો અવતાર, હો સ્વામીજી.

તમારે કરણીએ અમને ચિંતાઓ ઉપજે,
રખે તમે બે ઈમાની થાતા, હો સ્વામીજી.

તમારે કરણીએ અમને નિંદ્રા ન આવે,
તો મુખે ભોજનીયાં ન ભાવે, હો સ્વામીજી.

નુરની કોટડીએ નર નિષ્કલંકી બેઠા,
તો બેઠા છે રૂપ છુપાવી, હો સ્વામીજી.

દૈત્ય કાળીંગો દેશમાં, પ્રગટ હોશે,
ત્યારે સ્વામીજીની ચડશે અસવારી, હો સ્વામીજી.

ઈ રે જ્ઞાન બોલ્યા સદ્‌ગુરૂ ઈમામશાહ,
તો બોલ્યા છે અમીરસ વાણી, હો સ્વામીજી.



## ૪૨. નકલંકી વાલમ ભલે રે પધાર્યા

નકલંકી વાલમ ભલે રે પધાર્યા, દૈત્ય કાળીંગાને મારવા રે
દીનાનાથ પધાર્યા...
થાળ ભર્યા શગ મોતીનો લાવ્યા, ઉપર શ્રીફળ બે ચાર રે...દીના..
કંકુ કેસરનાં રે તિલક કરાવો,ચોખા ચોડાવો ને પ્રેમે રે...દીના..
હરિની જાનમાં કોણ કોણ હોશે, કોણ હશે આગેવાન રે.... દીના..
ચંદ્ર સૂરજ હરિની જાનમાં હોશે, હનુમાન દેવ આગેવાન રે... દીના...
માતા કુન્તા હરિની જાનમાં હોશે, બેની સુભદ્રા લુણારાં રે....દીના...
પાંચ પાંડવ હરિની જાનમાં હોશે, છઠ્ઠા હોશે શ્રી ભગવાન રે...દીના...
ઢોલ ધ્રસુકે ને ઘોડલે નગારાં, શરણાયુનો નથી પાર રે...દીના...
દલદલ તો ઘોડો નર નકલંકીનો હોશે, રોજી ઘોડીના અસવારે રે... દીના...
ગઢ રે ગીરનારને આબુની વચમાં,એટલામાં તોરણ બંધાશે રે... દીના...
હીરનો ચંદરવોને હીરની છે દોરી,રાધા હીચોળે કૃષ્ણ ગોરી રે...દીના...
આરે જ્ઞાન બોલ્યા સદ્ગુરૂ ઈમામશાહ, સદ્ગુરુ છે ભક્તોના દાસ રે.. દીના...



## ૪૩. જીવ તું સ્મરણ કરી લે

જીવ તું સ્મરણ કરી લે સદ્ગુરુ સાહેબનાં,
તારી જાય છે જુવાનીનું જોર, અવસર આવો નહિ મળે.
ચંપો ફાલ્યો ફૂલ્યો રે ફૂલ મોગરે,
તેને કરમાતાં નહિ લાગે વાર.. અવસર.
તારી કાયા છે, કાચ કેરો ટુકડો,
તેને ફુટતાંને નહિ લાગે વાર.... અવસર.
તારી માયાનો પાયો કાચો જ છે,
તેને પડી જાતાં નહી લાગે વાર... અવસર.
તારી કાયા છે આગ કેરો માડલો,
તેને ઉડી જાતાં નહિ લાગે વાર રે... અવસર.
જ્ઞાન બોલ્યા છે ગુરૂ ઈમામશાહ મહારાજ,
મુનિવરને અમરાપરનો વાસ. અવસર.

## ૪૪. નર નાથના ઘરની

નર નાથના ઘરની ખબર ન જાણી, સંસારમાં જીવ ભૂલ્યા રે,
પાંચ તત્વ કા મહેલ બનાયા, ત્રિગુણ કીધા પ્રકાશ રે,
સંસાર સાગરમાં મહાજળ ભરીયા, પ્રાણી તેના માંહે બુડો રે. નર.

નાભી કમળથી દમ ઉઠત હૈ, સ્મરણ શ્વાસ ઉશ્વાસ રે,
શીવ શકિત કા મેળા કરના, બંકનાળ રસ પીના રે. નર.

બંક નાળનો માર્ગ વાંકો, ચઢે જો વીરલા કોય રે,
જેને સદ્ગોર પુરા મળીયા, સોહી ઘરમાં જાવે રે. નર.

ગંગા યમુના દો દશ વહેતી, વચમાં ભાગ સરસ્વતી કા,
ત્રિવેણી ઉપર સ્નાન કરના, સૂનમાં ધુન લગાઈ રે. નર.

ગગન મંડળમાં ગેબી ગુપત હૈ, અનહદ વાજાં વાગે રે,
ભ્રમર ગુફાના ઘાટ માંહે, અવિચળ વસ્તુ જડી રે. નર.

કહે ઈમામશાહ પ્રભુના પ્રતાપે, રહેણી દીવસ જાગો રે,
સ્વર્ગ ભુવનમાં તે નર જાશે. આવા ગમન મટી જાશે રે. નર.



## ૪૫. ભાઈ પિયુ પિયુ કીજીએ

ભાઈ પિયુ પિયુ કીજીએ, અને હૃદયમાં ઉપજે જ્ઞાન,
આ દેહી તો નિર્મળ તો થાશે, બંદા રાખો સાહેબનું ધ્યાન.

ભાઈ ધ્યાન ધરોને સાચા સાહેબનું, દેહના ટુકડે ટુકડે થાય,
એવી તે રહેણી જગાવીએ, બંદા એક દમ ખાલી નવ જાય.

ભાઈ જે દમ જાય સાહેબના નામ વિના, સોએ દમને જાણો મુડદાલ,
એ રે સાહેબને કેમ છોડીએ, બંદા તલ ના મેલીએ લગાર.

ભાઈ ગફલત થકી રે દિલને વારીએ, કુડ કપટ સર્વે કરો દુર,
આ દિલમાંથી નિંદ્રાને પરહરો, બંદા રહેજો સાહેબની હજુર.

ભાઈ હાજરી સાહેબની એમ જાણીએ, એક હરફના નિસરે બહાર,
આ દમે તે દમે પિયુને જપીએ, એમ જપીએ સર્જનહાર.



ભાઈ સુરીજન જગમાં દાતાર છે, તે પુરે તે મન કેરી આસ,
તેને દુરનાં દેખો દિલમાં વસે, જેમ ચંપા ફુલમાં વાસ.

ભાઈ જેસા રે દૂધ માંહે ધૃત છે, ને તેવા રે તુજ માંહે પ્રાણ,
એસા રે જુગમાં સાહેબ વસે, બંદા ઘટપાટ વ્યાપક જાણ.

ભાઈ જબ લગી તુજમાં પ્રાણ છે, તબ લગી ચેતો મારા ભાણ,
આ નિત નિત જીકર શું જાગીએ, એમ કહે છે સદ્‌ગુરુ વાણ.

ભાઈ ભણે ગોર ઈમામશાહ સાંભળો, તમે રૂદિયામાં રાખજો ધીર,
હરદમ અરજ શું જાગીએ, તો નિર્મળ હોય શરીર.



## ૪૬. આજ કલિજુગ પૂરણ પરવર્યો

આજ કલિજુગ પૂરણ પરવર્યાં, સતીયા સત ન રાખે કોય,
મંદિરે મંદિરે આપણે, ભાઈ ઘેર ઘેર ડાહ્યા હોય.

ત્યાં નિંદા સહુ કોઈ કરશે, મુનિવર મુખમાંથી મત બોલો કોઈ,
તે કરશે તેમને ઉતાવળા, તેમની કમાઈ સર્વે ખોઈ.

ભાઈ પુરી કસોટી કસાવશે, તેનો પુરો કસ કહેવાયે,
તેમાં ખરા હશે તે ઘણ ઝીલશે, બાકી ખોટા ભાગી જાયે.

ભાઈ ખોટા ભાગ્યા સહુ દેખતાં, અને મુકિતના ફળ ના લાએ,
એ દુનિયા દુરિજનના કારણે, કડવા અંદર ફળ ખાએ.

ભાઈ ખેતર નથી હવે પાંચમું, તમે શોધ કરશો કયાં જાઈ,
સર્વે સત ખોયુ પાપીએ, તેમણે છોડી ગોરની બાંય.

આવા સતપંથ પદારથ વહોરીએ, તેનો મૂર્ખા ન જાણે મરમ,
તલ એક સુખના કારણે, તેને ખોયુ મોક્ષ માર્ગનો ધર્મ.

એ મૂર્ખે જ્ઞાન ન વિચારી જોયું, સતપંથથી નથી કોઈ પંથ,
ભણે ગોર ઈમામશાહ સાંભળો, બેઈમાનીને પડસે દોજખનો માર.



## ૪૭. એવાં ઈમામશાહે આગમ ભાંખીયાં રે

એવાં ઈમામશાહે આગમ જોને ભાખીયાં રે,
એવાં રાંધેલા અનાજ ચૌટે વેચાશે રે,
અને પ્રગટ પાપ કરશે પોકાર રે. એવાં ઈમામશાહે.....
એવા ભાઈ રે બેનના અરેરે સંબંધ થાશે રે,
દીયર ભોજાઈ સુખને માણે રે. એવાં ઈમામશાહે....
એવા સસરાને વહુના આડા સંબંધ થાશે રે,
બાપ દીકરીનો હાલશે વ્યવહાર રે. એવાં ઈમામશાહે....
એવા ધરતીમાં દાટયા અને પ્રગટ થાશે રે,
લક્ષ્મી દાનવ ઘેર જાય રે. એવાં ઈમામશાહે....
એવી સુહાગણ નારી ફરશે એકલડી રે,
એ તો સુધરેલી રે કહેવાય રે. એવાં ઈમામશાહે....
એવા મરદો મુછો રે કાઢી નાખશે રે,
એવી નવ રે વરસની નારી બેટા જણશે રે. એવાં ઈમામશાહે...
ખેડૂતની કોઠીમાં અનાજ ખૂટશે રે,
ખાવા જાય છે ખળવાડ રે. એવાં ઈમામશાહે....
એવી રે વેળાએ કોમવાદ ફાટશે રે,
ત્યારે નિષ્કલંકી ધરશે અવતાર રે. એવાં ઈમામશાહે....

• • •



## સતપંથી અનુયાયીઓ રચિત શાસ્ત્રો

### ૧. ઘટ તીરથમાં પ્રભુ

ઘટ તીરથમાં પ્રભુ પધારો, મુનિવરો આવો ઉમંગ ધરી.. ઘટ.
મહા તીરથ આ જુગમાં જાણો,વિવેક વેદના જુઓ જરી. ઘટ.
વારિ યજ્ઞ આ અમીરસ પાવા,સતગોરે સૂચવ્યું સત્ય કરી. ઘટ.
યજ્ઞ અગ્નિનું અન્ય યુગોમાં, વેળા ગઈ હવે નાહી જરી. ઘટ.
સુરિનર મુનિવર આદી અનાદી, વહી ગયા આ વાટ ખરી. ઘટ.
સતપંથનું આ સાર રસીલું, વેદ કહી આ વાણ ખરી. ઘટ.
આદી અનાદી ઘટપાટ સેવ્યા,યજ્ઞની બાજુ અન્ય ખરી. ઘટ.
નિત નિત તું આ તીરથ નાહજે,મજા મેળવ તું મન ભરી. ઘટ.
સતપંથનો આ સાર કહ્યો છે,ભેદ નથી રહ્યો અહીં જરી. ઘટ.
તેત્રીસ કરોડી ગુણ જ ગાયે,દાસ ગાએ મન હોંશ ધરી. ઘટ.



### ૨. તમે મારા નિષ્કલંકી

તમે મારા નિષ્કલંકી નાથ દર્શન દેજોને....
ભકતો સૌ જુએ તમારી વાટ, દર્શન દેજોને.
હાજરવીર હજીએ કરવા દુ:ખિયાનાં કામ... દર્શન દેજોને.
નગીના ગોમટીએ કાંટો બંધાશે, તોળશે પાપને ધરમ... દર્શન દેજોને.
સાહેબ મારા તે વખતે બિરાજશે, પલપલના લેશે હિસાબ... દર્શન દેજોને.
ધોળી રે ધજાઓ નિશાન ફર ફરે, જળહળ જળકે છે જ્યોત... દર્શન દેજોને.
ગોર ઈમામશાહ અરજ કરે છે, સાહેબ છે દાસોના દાસ... દર્શન દેજોને.
દાસ દસુદને અજંપા જાપથી, ભવસાગર પાર તરાય... દર્શન દેજોને.
નિષ્કલંકીના જાપને જપી લો, કાયા અમર થઈ જાય... દર્શન દેજોને.
દાસની વિનંતી વાલા સ્વીકારજો, અમને છે તમારો આધાર... દર્શન દેજોને.





## ૩. ગોર આવ્યા ને

ગોર આવ્યાને ગતમાં મેળો છે, જાબુંદ્વિપમાં જાગી જ્યોત...
મુનિવર ચેતોને ગોર નર આવ્યા છે.
ત્યાં પૂજાની કરોડી જુએ તમારી વાટ.... મુનિવર...
તમે ઘટને પાટ પૂજોને, ત્યાં પ્રેમનાં પાવળ પીવાય.. મુનિવર...
તમે વખત વેળા ચૂકશો ના, તમે જપો અજંપા જાપ... મુનિવર...
તમે નાભી કમળથી નામ લેજો રે, તમે જપો અજંપા જાપ.. મુનિવર...
તમે દશૂંદ ગોરનરની કાઢજો, તમારા ભર્યા તે રાખશે ભંડાર.. મુનિવર...
તમે વ્રત શુક્રવારી બીજ પાળજો, તમારા જશે જન્મો જન્મનાં પાપ. મુનિવર...
જાબું દ્વિપમાં મેળો જામ્યો છે, કે વેદ અથર્વવેદના વંચાય... મુનિવર...
ત્યાં વેદના ભેદ બહુ ભારી છે, મારા હૈયામાં હરખ ના માય... મુનિવર...
તમે નિષ્કલંકનાં આસન પૂજોને, જુગમાં થાશે તમારાં કામ... મુનિવર...
અમે અમૃતવાણી ગોરનરની ગાશું, મારા મુનિવરને વૈકુંઠના વાસ..... મુનિવર...



## ૪. જળહળ જયોતી

જળહળ જયોતી જાગે રે, ઈમામશાહને ધામે.
અમરભેદ માગે રે, ઈમામશાહને ધામે.
જાબું દ્વિપમાં જાહેર બેઠા, અખંડ રૂપ છુપાવી.
દુનિયા બીચારી માગે રે. ઈમામશાહના ધામે.
અતિ રૂપાળા દેરાં તમારાં કંચન વરસે નૂર,
માંય બેઠા હજુર રે. ઈમામશાહના ધામે.
હાજરવીર હજૂર બિરાજે ચડે ધોળુડાં ફૂલ,
બેડી તડાતડ તૂટે રે. ઈમામશાહના ધામે.
જાબુંદ્વિપમાં ભલે પધાર્યા મોટા મોટા ભુપ,
અખંડ જયોતું જગાડી રે. ઈમામશાહને ધામે.
જાબુંદ્વિપમાં વહેતાં ગંગાજી નાયે વીરલા કોઈ,
પૂજા તણાં ફળ પામ્યા રે. ઈમામશાહના ધામે.
અમૃતવાણી ગોર તમારી નિત નિત અમે ગાઈએ,
મહાદનમાં ઉગારો રે. ઈમામશાહને ધામે.



## ૫. હંસા રાજા કરો રે

હંસા રાજા કરો રે હળોતરાં રહેજો શુક્રવારી બીજ,
મનને પવનના બે બળદિયા, સત ધરમની રાસ.
નામ નારાયણ લઈને નાડજો, લાભ ઝાઝેરો થાય,
લાંબે પંથો રે ધોરીને હાંકજો, ખેતર ખેડાઈ જાય.
કાંટા કાંકર વીણી નાખજો, ખેતર ચોખાં રે થાય,
કાળની કુપળીયું કાઢી નાખજો, હૈયાં ચોખેરાં થાય.
ખેતર વચ્ચે રે પંખીએ માળો બાંધ્યો, પંખી ટોળેરાં થાય,
સતનો ગોફણીયો ફેરીને મેલીયો, પંખી ઉડી રે જાય.
સોનલા કટારી સતી રાણી હાથ ધરી, જન્મ્યાં નાનેરાં બાળ,
આંબે લીમ્બે પારણાં બાંધશું, પોઢશે નાનેરાં બાળ,
બેની રે પાડોશણ બેની વિનવું, હીંચોળજે નાનેરો બાળ.
વન ઠેકે એક વાંદરી, બચ્ચાં વછૂટી ન જાય.
મારા બચ્ચાં રે સતી રાણી મારી ઉરમાં, સતી રાણી તારાંને સંભાળ,
બચ્ચા દેખીને સતીને પાનો ચડયો, છૂટયા સતીના પ્રાણ.
પછેડી ઉતારી બાંધ્યું પોટલું, લીધા શીર ઉપર ભાર,
ત્યારે પંથ ગણો પંથ વેગળો, જાવું મારે દેવોને દ્વાર.
પોટલા ઉતારી સતીએ સરદો કીધો, લાગ્યા સંતોને પાય,
ઉઠો ઉઠો રતનાગર પાવળ પીઓ, લ્યો લ્યો થાળી માંહેલા પ્રસાદ.
સોનલા જયોતું વાલાનું જળહળે, રૂપલા કળશ પુરાય,
ઊંચા નિશાન વાલાના ફર ફરે, લળી લળી લાગું છું પાય.

● ● ●





## ૬. આજ નાયા રે બંધાણો

આજે નાયો રે બંધાણો વચન વેણથી રે
આજે જંગલમાં રહેતો નાયો એકલો રે
કરતો લૂંટવાનું કામ.... આજે નાયો.
આજે પશુપંખીને બહુ પીડતો રે,
કરતો કસાઈયુના કામ... આજે નાયો.
આજે રથ આવતો દીઠો એકલો રે,
નાયાનું મલકાયુ મન..આજે નાયો.
આજે તીર કમાન લીધાં હાથમાં રે,
નાયાનું લોભાયું મન... આજે નાયો.
આજે તીર ન છૂટે કમાનથી રે,
નાયાનું મુંઝાયું મન... આજે નાયો.
આજે નાયો રે કહે ગુરુજી સાંભળો રે,
મને ઉગારો દિનાનાથ... આજે નાયો.
આજે કાકા કુટુંબ મારૂ કોઈ નથી રે,
મારી કોણ લે સંભાળ.... આજે નાયો.
આજે નારીને પુત્ર રહ્યાં વેગળાં રે,
નાયાની કોણ લે સંભાળ.... આજે નાયો.
આજે ગુરુજી કહે રે નાયા સાંભળો રે,
કહું મારા દિલડાની વાત... આજે નાયો.
આજે આટલામાં ફરજે પ્રદક્ષિણા રે,
વળતાં લેશું તારી સંભાળ. આજે નાયો.
આજે રાત દિવસ કરજે બંદગી રે,
કુંભમાં થાશે તારાં કાજ.... આજે નાયો.
આજે બાર બાર વર્ષે ગુરુજી આવીયા રે
લેવા નાયાની સંભાળ.... આજે નાયો.
આજે નાયો રે કહે ગુરુજી સાંભળો રે,
અમને દેજો વૈકુંઠ વાસ.... આજે નાયો.

● ● ●





## ૭. જાગતી જાગતી જાગતી

જાગતી જાગતી જાગતી રે, જયોત સદા સતપંથની જાગતી.
જાગતી સદા સત્ય ભાંખતી રે, જયોત સદા સતપંથની જાગતી.
ખટ દર્શનનો વાસ અહીં છે, કેમ મતી તારી ભમતી રે. જયોત.
વેદ પુરાણ સતપંથને ગાય છે, નવે ખંડમાં નોબત વાગતી રે. જયોત.
મોક્ષ પદાર્થ અહીયાં મળે છે, બુધ્ધિની ખોટ અહીં ભાગતી રે. જયોત.
દેવ ઋષિયો અહીંથી થયા છે, સતીયું સ્વર્ગ અહીયાં માગતી રે. જયોત.
સંત મહાત્મા પદ પામ્યા છે, મુક્તિની મહોર અહી લાગતી રે. જયોત.
દશમા રૂપ તે નકલંકી નાથ છે જળહળ જયોતું અહી જાગતી રે. જયોત.
ખંત ધરી વાત સેવક કહે છે, ભવની તે જાળ અહી ભાંગતી રે. જયોત.



## ૮. મને વહાલું પીરાણા

મને વહાલું પીરાણા લાગે, ઈમામશાહ લઈ જાજો તમારી ધામમાં.
કે તમે ઉંચ મુલકના રહેવાસી, તમો ગુજરાત થયા નિવાસી,
વહાલે પીરાણા કીધું કાશી. ઈમામશાહ....
નાયો કાકો છે જાતના કોળી, નીત કરતા ઉઠીને ચોરી,
એને જ્ઞાનમાં લીધા બોળી. ઈમામશાહ...
ભાભારામને ભક્તિ ભાવી, બાર વરસની સમાધિ ચડાવી,
ત્યારે અવિચળ પદવી આપી. ઈમામશાહ....
ત્રણે જુગમાં ત્રણે વેદ લાવ્યા, ગોર બ્રહ્મા તરીકે ઓળખાયા,
ત્યારે નારાયણના જાપ જપાયા. ઈમામશાહ....
કલિયુગમાં તમે અથર્વવેદને માન્યા, નર નકલંક તરીકે ઓળખાયા,
ત્યારે નિષ્કલંકી જાપ જપાયા. ઈમામશાહ.....
બાર મહીને ચંદન વિધિ થાયે, ત્યાં શોભા બની અતી સોયે,
ત્યાં હાથ જોડે નરનારી. ઈમામશાહ.....
એક વિનંતી ઉરમાં લેજો, ગુરૂ એકવાર દર્શન દેજો,
સર્વ સેવકને ઉગારી લેજો. ઈમામશાહ....





## ૯. ગુરુ મારા માથે છે

ગુરુ મારા માથે છે પાપના પોટલાં,ગુરુ મને ઉતારો ભવસાગર પાર રે,
ઈમામશાહ.... પીરાણામાં દીવડો અખંડ બળે...(૨)
ગુરુ તમે હાજરવીરને તારીયા,એમને રાખ્યા છે ચરણોની પાસ રે.
ઈમામશાહ.... પીરાણામાં દીવડો અખંડ બળે...(૨)
ગુરુ તમે નાયા કાકાને તારીયા, એમને રાખ્યા છે કુકસ ગામમાં રે.
ઈમામશાહ.... પીરાણામાં દીવડો અખંડ બળે...(૨)
ગુરુ તમે ભાભારામને તારીયા, એમને રાખ્યા છે દેવા ગામ રે.
ઈમામશાહ.... પીરાણામાં દીવડો અખંડ બળે...(૨)
ગુરુ તમે કીકીબાઈને તારીયાં, એમને રાખ્યાં છે રૂણ ગામ રે
ઈમામશાહ.... પીરાણામાં દીવડો અખંડ બળે...(૨)
ગુરુ તમે સતપંથીઓને તારજો, એમને દેજો અમરાપરમાં વાસ રે,
ઈમામશાહ.... પીરાણામાં દીવડો અખંડ બળે...(૨)



## ૧૦. મીઠુ મીઠુ ઈમામશાહનું

મીઠું મીઠું ઈમામશાહનું નામ, બીજુ મને ગમતુ નથી.
તમે લઈ લ્યો દિવસ ને રાત, બીજુ મને ગમતું નથી.
નિષ્કલંક કહેતાં પ્રીત જ લાગે, હરીઓમની તાળીમાં આનંદ આવે.
તમે જપીલો અજંપા જાપ, બીજુ મને ગમતું નથી.
આદ્યનારાયણ શબ્દ સાચો, કલિજુગમાં ન પડે પાછો.
નૈયા ઉતારોને પાર, બીજુ મને ગમતું નથી.
સાચો હિરો અમને જડીયો, સાચા દિલથી અમને મલીઓ
ચમકે અખંડ જ્યોત, બીજુ મને ગમતું નથી.
અલખના નામની આવરણ મોટી, આ જગમાં તારણ હાર.
એક જ આશા તમારી કે, બીજુ મને ગમતું નથી.
અમૃત વાણી સેવકોએ ગાઈ, વૈકુંઠમાં દેજો વાસ. બીજું.....





## ૧૧. આજ માંડવો

આજે માંડવો મારે નકલંક કેરો, છે રે દયાળુ ગણેરો,
માંડવો મારે નકલંક કેરો,
શુભ કારજ શુભ સંગાથે શોભે,ટાળોને મદ મત્સર લોભે.. માંડવો.
શીળી સંતોકનાં જામા રે પહેરી. પધારોને શોભા ઘણેરી.. માંડવો.
વિવેક વૈરાગના પટકારો બાંધો, પ્રેમ ગુરુજી સું સાધો.... માંડવો.
પ્રથમ પ્રેમ છે ગુરુજી કેરાં,આવે તો શીતળ લહેરૂ.. માંડવો.
હિમ્મત બંડી હોંસથી પહેરો, અવસર આવ્યો છે ને રે... માંડવો.
ચરણોમાં ચિત્ત વૃત્તિને રે બાંધો, ટાળીને સઘળો વાંધો.... માંડવો.
દસુંદો દાનનો રૂમાલ દઈએ, તન મન ધન ખર્ચી લઈએ .. માંડવો.
સાચા સ્વામી મારા કલિમાં આવે, તેનો માંડવો બંધાવો.. માંડવો.
આરે કલિમાં નિષ્કલંક નામે, વરિયા છે જે શીશ સાટે.. માંડવો.
હરિ રે વંશની સેવા જે કરશે, આખો ભવસાગર તરસે.. માંડવો.
સતગોર બ્રહ્માજી ઈ ધોળ બોલ્યા. બોલ્યા છે આગમના બોલ રે.. માંડવો.



## ૧૨. નિષ્કલંકીનાથ મારા

નિષ્કલંકી નાથ મારા મનમાં વસે, નામ મોતીડાં મારો હંસલો ચરે.
સદ્‌ગુરુ અઘોર વનમાં આવ્યા,
તીર ચડાવી નાયો લુંટવાને આવ્યો... નામ મોતીડાં.
સદ્‌ગુરુ ગીરમથા ગામે પધાર્યા, સાત વરસના દુકાળ ટાળ્યા,
પટેલના પુત્રને સજીવન કરે.... નામ મોતીડાં.
સદ્‌ગુરુ પીરાણા ગામે પધાર્યા, તીર મારીને કેસર સિંહને જગાડયો,
શ્વેત ધજાઓ ફરકાવે મારો નાથ.... નામ મોતીડાં.
પીરાણામાં ગુપ્તી સમાધી બનાવી, નિશાન ચડાવવા વાલો પોતે પધાર્યા,
અખંડ જયોતી જગાવે મારો રામ.... નામ મોતીડાં.
કલિયુગમાં કરશનદાસ રૂપે પધાર્યા, સતપંથી ભાઈઓને ઉંઘમાંથી જગાડયા.
નિષ્કલંકી નાથની જુએ વાટ... નામ મોતીડાં.





## ૧૩. મેં તો જપુ સદા તેરા

મેં તો જપુ સદા તેરા નામ, સદ્‌ગુરુ દયા કરો.
દયા કરો, કૃપા કરો, કૃપા કરો, રહેમ કરો... મેં તો જપુ...
દ્વાર પે આયે ભકત તુમ્હારે, અપની દયા કે ખોલો દ્વાર,
પુરણ હોંયે સબ કામ... સદ્‌ગુરુ દયા કરો.
ભજન કિર્તન ગાઉ તેરા, નિશ દિન દર્શન પાવું તેરા.
નિષ્કલંકી નારાયણ મેરા નાથ.... સદ્‌ગુરુ દયા કરો.
કહાં કહાં દેખું સુરત તેરી, જહાં તહાં દેખું સુરત તેરી.
શરણમેં લેલો મેરે નાથ.... સદ્‌ગુરુ દયા કરો.
સાધુ સંતકી સંગત દેના, અપને નામ કી રંગત દેના,
મુઝે અપના બનાલો મેરે નાથ... સદ્‌ગુરુ દયા કરો.
મન મંદિરમેં જયોતિ જલાઈ, મુઝે અપના રૂપ દીખાઓ,
પહુંચા દો મુઝે નિજ ધામ...... સદ્‌ગુરુ દયા કરો.



## ૧૪. હાં રે સતપંથી હિંમત

હાં રે સતપંથી હિંમત કેમ હારે,
હાંરે તારી વારે નિષ્કલંકી આવે. સતપંથી...
હાંરે તું તો નીકળ્યો સતપંથીની રાહે,
હાંરે તને કંટાળો કદી ન આવે. સતપંથી...
હાંરે તું તો ધાવણ સિંહનું ધાવે,
હાંરે મુખે બકરીના બોલ કેમ આવે. સતપંથી...
હાંરે સતપંથી હિંમત કેમ હારે,
હાંરે તારા દુઃખ નિષ્કલંકી ટાળે. સતપંથી...
હાંરે શકિત ધરજે નિષ્કલંકીના ચરણે,
હાંરે ફળ છોડી તું પૂજા પાઠ કરજે. સતપંથી...
હાંરે પૂજા એળે ન જાય કોઈ કાળે,
હાંરે એનો બદલો નિષ્કલંકી વાળે. સતપંથી...
હાંરે તારી આગળ ઈમામશાહ ચાલે,
હાંરે તારી પાછળ નિષ્કલંકી ચાલે.. સતપંથી...



## ૧૫. સાચી નિષ્કલંકીની સેવા છે

સાચી નિષ્કલંકીની સેવા છે, સેવાએ મીઠાં મેવા છે.
કોઈ અનુભવી સંતને પુછી જુઓ, ભકિતનાં ફળ કેવા મીઠાં છે.
ખરા ભકત જગમાં દુઃખીયા છે, સંસારીજન તો સુખીયા છે.
પણ સુખીયા છે તેને નજરે જુઓ, અંતરનાં દુઃખડાં કેવાં છે.
ધન વૈભવના સુખ છે પ્યારાં, પણ ભકતોને લાગે છે ખારાં.
આ લોક કહે સુખ છે મીઠાં, પરલોકમાં વિષ જેવાં છે.
તન મન ધનથી ભકિત કરશો, તો ભવસાગર સહેજ તરશો.
જગમાં મીઠી આ માયા ના સમજો, સુખ સ્વપ્ન જેવા છે.
પ્રભુને ભજવામાં દુઃખો પડશે, વળી દુરીજન નરનિંદા કરશે.
પણ એના રૂદિયે ધરશોના, નકલંકીને ભજવા જેવા છે.
સાચી નિષ્કલંકીની સેવા છે, સેવા એ મીઠાં મેવા છે...



## ૧૬. આજ મારે પૂજા રે

આજ મારે પૂજા રે કરવી છે, નિષ્કલંકી નાથની રે
પૂજા મારા હૈયાં કેરી હોય.... આજ મારે...
એવાં આસન ઢળાવું નિષ્કલંકી નાથનાં રે,
આસન મારા પાલવ કેરાં હોય... આજ મારે...
એવી જયોતું રે જગાવું બ્રહ્મા, વિષ્ણુ, મહેશની રે,
જયોતું મારી આંખો કેરી હોય... આજ મારે...
એવાં જળ રે ચડાવું નિષ્કલંકી નાથને રે,
જળ મારાં આંસુડાનાં હોય... આજ મારે...
એવાં ચંદન ચડાવું નિષ્કલંકી નાથને રે,
ચંદન મારી વાણી કેરાં હોય રે... આજ મારે...
એવા થાળ રે ધરાવું નિષ્કલંકી નાથને રે,
થાળ મારા હેત કેરા હોય રે... આજ મારે...
એવાં નિશાન ફરકે રે નિષ્કલંકી નાથના રે,
હૈયામાં હરખ ન માય રે... આજ મારે...
એવી અરજ કરૂં રે નિષ્કલંકી નાથને રે,
ગુરુજી વારે ચડજો આજ,વ્હાલા તમે વારે ચડજો રે... આજ મારે...



## ૧૭. ગુરુજીએ રથ જોડીયા

ગુરુજીએ રથ જોડીયો, મેં જોડતાં દીઠો સાહેબજી. (ટેક)
રથ તમારો છોડો, છોડાવનાર નાયો સાહેબજી.
ઘડી એક ઉભલા રહોતો, હું દાતણ લાવું સાહેબજી,
દાતણ કરતાં જાઓ, દાતણ લાવનાર નાયો સાહેબજી.
ઘડી એક ઉભલા રહોતો, હું નાવણ લાવું સાહેબજી,
નાવણ કરતા જાઓ, નાવણ લાવનાર નાયો સાહેબજી.
ઘડી એક ઉભલા રહોતો, હું જામા લાવું સાહેબજી,
જામા લાવનાર નાયો, ગુરૂનો મન ભાયો સાહેબજી.
ઘડી એક ઉભલા રહોતો, હું પાથરણ લાવું સાહેબજી,
પાથરણ લાવનાર નાયો, ગુરૂએ હાથે સાહ્યો સાહેબજી.
ઘડી એક ઉભલા રહોતો, હું ભોજન લાવું સાહેબજી,
ભોજન કરતા જાઓ, ભોજન લાવનાર નાયો સાહેબજી.
ઘડી એક ઉભલા રહોતો, હું ફુલડાં લાવું સાહેબજી,
ફુલડાં લાવનાર નાયો, ગુરૂશું ચિત્ત લાયો સાહેબજી.
ઘડી એક ઉભલા રહોતો, હું સેવા લાવું સાહેબજી,
સેવા લાવનાર નાયો, 'સેવક' ને મન ભાયો સાહેબજી.

-: સાખી :-

નાયો વનમાં ટળવળે, ગોરજી ચાલ્યા જાયે,
જેમ દાવાનળ પ્રગટ્યું, તેમ નાયો વ્યાકુળ થાયે.







## ૧૮. જય જય પીરાણા પતિ

જય જય પીરાણા પતિ, તમારી અકળ છે ગતિ,
નગીના ગોમતીએ બેડી પહેરાવી, તરત જાયે તૂટી.
તરત જાય તૂટી, એની માનતા છુટી,
જોઈ લેજો ભાઈ પીરાણાનો પરચો, કપટે ત્યાં નથી.
જય જય પીરાણા....
વિષ્ણુ દેવ તો પોતે પધાર્યા, ધરાવ્યા નિષ્કલંકી નામ,
ભરત ખંડને જાંબુદ્વિપ, ત્યાં વસાવ્યું પીરાણા ધામ.
જય જય પીરાણા....
કુંવારીકાનું ધામ બાંધવા, આવ્યા ગીરમઠા ગામ,
સાત-સાત વર્ષના દુષ્કાળ ટાળ્યા, કીધાં સર્વેનાં કામ.
જય જય પીરાણા....
તીર છોડી સિંહને જગાડયો, વસાવ્યું પીરાણા ધામ,
કુંવારીકામાં કાશી બતાવ્યાં, કીધાં ગંગા સ્નાન.
જય જય પીરાણા....
દયા ધરમનો કાંટો લઈને, તોળાશે પુન્યને પાપ,
ચારે જુગના ભુલ્યા જીવના, ત્યાં ગુના થાશે માફ.
જય જય પીરાણા....
અમદાવાદના મહમદ બાદશાહે, ત્રાસ વર્તાવ્યો ત્યાંય,
પગે લાગીને નમસ્કાર કીધા, દીકરી દીધી ત્યાંય.
જય જય પીરાણા....
ત્રણ કળાઉ ભેગીયુ રે, કીધી પીરાણાની માંય.
બ્રહ્મા વિષ્ણુ બેઠા રૂપ છુપાવી, આદ્ય શકિત ત્યાંય.
જય જય પીરાણા....
ગંગવા કુવે ગંગાજી પ્રગટયાં, જળની ધારા જાય,
સતપંથીઓએ સાચુ માન્યું, બીજા કરે નિંદાય.
જય જય પીરાણા....
નિંદા કરનારા નરકમાં જાશે, મહાદનમાં ખાશે માર,
એવુ જાણી નિંદા ના કરશો, વેદ કરે પોકાર.
જય જય પીરાણા....

વેદ વિચારી વિવેકથી ચાલો, ખાંડા કેરી ધાર,
મહાદન વેળા આખરી થાશે, ધરા નહિ જીલે ભાર.
જય જય પીરાણા....
અમદાવાદથી કોર્ટ થઈ ખાલી, વકીલ કરે પોકાર,
સવા રૂપિયાથી ન્યાય કરે, સમાધિ ને દરબાર.
જય જય પીરાણા....
અનેક પરચા સાહેબજી એ પુર્યા, કહેતાં ના આવે પાર,
ખંત કરીને વિનવે સેવક, પુરે હૈયાનો ભાર.
જય જય પીરાણા....



## ૧૯. નાયા પાળજે એક જ વાણ

નાયા પાળજે એક જ વાણ, સત્પંથ જાળવી.
ધ્યાન ધરજે ગુરુજીનું સાર, અંતર બીકના આણવી. નાયા.
ધર્યાં સાહેબો અવતાર, ભકત લેશે જાળવી. નાયા.
નરજી પ્રગટ આવે સાર, તને દેખાડું ભાળવી. નાયા.
નાયા જાણજે દશમો અવતાર, શંકા મન ન આણવી. નાયા.
જેણે ઓળખ્યા શ્રી નિષ્કલંક, લેશે તને જાળવી. નાયા.
જેથી નરજી પ્રસન્ન હોય, વૃત્તિ તેમાં તાણવી. નાયા.
અમે નાયા જાશું નિર્વાણ, રહેજે ભાઈ જાળવી. નાયા.
તને સાથે નહિ લેવાય, અહીં થોડો વખત ગાળવી. નાયા.
વળતા આવીશું અમો આંહી, લેશું તને જાળવી. નાયા.
ફરજે તું આટલા માંહી, વાણી તારે આ પાળવી. નાયા.
રાખજે તું શરણ માંહે, 'સેવક' ની ચિંતા આણવી. નાયા.



## ૨૦. સ્વર્ગ ભવનથી ગુરુ

સ્વર્ગ ભવનથી ગુરુ ઈમામશાહ આવ્યા,
આવ્યા છે નવખંડ માંય રે મેં તો નયને ના નીરખ્યા.
આરે વનમાંરે નાયા કોનો છે અધિકાર,
રસ્તો ભૂલી ગયા નાથ રે.... મેં તો નયને ના નીરખ્યા.
નાયાના વનમાં જઈ ગુરુએ રથ રે છોડયા,
અમને ઉતારોને ભવપાર રે.... મેં તો નયને ના નીરખ્યા.
પશુ પક્ષી સર્વે કિલ્લોલ કરે છે.
સફળ થયો મનખો આજ રે... મે તો નયને ના નીરખ્યા.
રથમાંથી બાવે મુખ બહાર કાઢયું,
ઉગ્યો જાણે પુનમ કેરો ચંદ રે... મે તો નયને ના નીરખ્યા.
સામેથી નાયો દોડતો રે આવે,
ગાળો બોલે છે બબ્બે ચાર... રે... મેં તો નરણેના નિરખ્યા.
બળદ ગાડી વસ્તુ હેઠાં ઉતારો,
હું તો કરૂ છું લુંટવાનું કામ રે... મે તો નરણેના નિરખ્યા.
તીર કામઠાં સર્વે ખેંચી રહ્યો,
હાથ થંભી ગયા ત્યાં જ રે.... મે તો નરણેના નિરખ્યા.
જાગ જાગ રે નાયા અબુધ અભાગી,
અમે છીએ ભકતોના દાસ રે... મે તો નરણેના નિરખ્યા.
નાયાના સ્વામીને અંતર યામી,
નિષ્કલંકી રૂપે લેજો તારી રે... મેં તો નરણેના નિરખ્યા.







વિશ્વનિયંતા પ્રભુની પ્રકૃતિથી રચેલી માયાના ચક્રમાંથી છૂટવા માટે ભક્તિનો માર્ગ બતાવવામાં આવ્યો છે. અનેક અવતારો સુધી સ્વભાવ અને પ્રકૃતિ આધારિત જીવ ઘણા અવતારો ભોગવતો ભોગવતો અને ઘણા પ્રકારના દુઃખો ભોગવીને મહામૂલો માનવ દેહ મેળવે છે. પૂર્વના સંચિત કર્મોના આધારે ઉચ્ચ કુળ કે ઘરમાં મનુષ્ય તરીકે જન્મ મળે છે. મનુષ્ય અવતારમાંથી દેવ બનાય છે અને દાનવ બનાય છે. દૈવીગુણ અને સાત્વિક પ્રકૃતિવાળા દેવ ગણાય છે ત્યારે આસુરી, તામસિક પ્રકૃતિવાળા દાનવ બને છે. માટે કહ્યું છે કે આ લક્ષ ચોર્યાસીમાંથી છૂટવા માટે સદ્ગુરુના શરણમાં જા.




realpatidar.com
"મનુષ્ય જન્મ મોંઘા મૂલનો, વારંવાર નહીં મળશે,
લાખ રે ચોર્યાસીના ફેરા, સદ્‌ગુરુ શબ્દે ટળશે."
ચાર ખાણીના જીવો સ્વેદજ ખાણ, ઇંડજ ખાણ, ઉદ્‌વીજ ખાણ અને જરાજ ખાણ, તેમાં અનેક યોનીઓમાં મળમૂત્રની ખાણોમાં ભટકી ભટકી મનુષ્ય દેહ મળ્યો. પૂર્વ ભવનાં સદ્ ભાગ્યથી સંચિત કર્મ ફળ્યાં ત્યારે પવિત્ર મનુષ્ય જન્મ મળ્યો, પણ ભક્તિમાર્ગમાં મન સ્થિર ન થયું. તે જીવો ચારે ખાણીમાં ભટકયા કરે છે અને જેને સદ્‌ગુરુનું શરણ સ્વીકાર્યું તેમની વાણીમાં વિશ્વાસ રાખ્યો અને જેને ભક્તિની સદ્‌ભાવના જાગી તેનું કલ્યાણ થયું.
realpatidar.com

" સદ્ગુરુના શરણ વિના, અજ્ઞાન તિમિર ટળશે નહિ,
ગાંઠ હૃદયની, જ્ઞાન વિના ગળશે નહિ,
મળ્યો મોંઘો માનવ અવતાર, જેને જતા વાર લાગશે નહિ."

જેમ ફૂલ કરમાઈ જાય છે તેમ આ દેહ પણ એક દિવસ કરમાઈ જશે. જેમ સૂર્ય ઊગીને અસ્ત પામે છે તેમ આ જીવન રૂપી સૂર્ય પણ એક 'દિ' આથમી જશે. સદ્ગુરુ કહે છે હે મારા મુનિવરો ! તમો આવ્યા છો કંઈક કમાવા તો કંઈક કમાઈને જાવ, ભક્તિનું ભાથું બાંધી જાવ નહિંતર આ ભવ હારી જવાશે અને ચાર ખાણીના ચક્કરમાં અટવાવું પડશે. મનુષ્ય જન્મ મોક્ષ માટે મળ્યો છે માટે સાવધાન બની આત્માનું કલ્યાણ કરો.